104

ॐ શ્રી.

પ્રેમલક્ષણા ભક્તિરસથી ભરપુર અને વાંચનના શોખીન ધર્મ જીજ્ઞાસુઓને માટે ખાસ લાભ લેવા લાયક

નોવેલ.

શ્રીમદ્ ભગવાન રામચંદ્રજીનો

પરમ વૈશ્નવ ભક્ત.

# કબીરદાસ.

રચનાર.


કવિ ભીમરાવ માધવલાલ ઝોટ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

બી. એમ. ઝોટ એન્ડ એમ. જી. સાફી.

ઠે. ભક્તિરસચિંતામણી માસિકની ઓફીસ.

ચંગપોળ ચાર રસ્તા—અમદાવાદ.

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મુલ્ય ફક્ત રૂ. ૧-૦-૦

ૐ શ્રી ૧.

॥ શ્રી ગણેશાય નમ. ॥

# અર્પણ પત્રિકા.



હે વિશ્વનિયંતા, ભક્તવત્સલ અશરણશરણ, પ્રણતપાલ સદ્ગુરૂ અંતરયામિ, સતચિદ્ અને આનંદ સ્વરૂપ, પ્રાણાધાર પરમાત્મા શ્રીમન્ નરહરિ તથા તેથી અભિન્ન એવા પરમવિષ્નુ સ્વરૂપ ઉપેંદ્ર ભગવાનના ચરણ કમળમાં પ્રેમપુર્વક સવિનય સાષ્ટાંગ કરી આ પુસ્તક અર્પણ કરૂંછું. હે ભગવન્, આપના વીના જગત શુન્ય છે. આપ સર્વત્ર સમાન વિલસી રહ્યા છો; આપ સર્વ પ્રાણી પદાર્થના વાસ્તવિક સ્વરૂપ છો. આપજ સર્વના ચાલક પાલક છો; આપને વડેજ સર્વ વિશ્વ, સ્થિતિ કરી રહેલું છે. આપજ પુજાવનાર અને આપજ પુજારી છો. આપજ માયા, આપજ કુદરત, આપજ રચના અને તે રચનાના રચાવનાર પણ આપજ છો; ચૌદ લોકમાં એવું કોઇ પણ પ્રાણી પદાર્થ નથી, કે જેમાં આપ નહો. લખનાર તથા લખાવનાર પણ આપજ છો. હૃદય કમલમાં બીરાજી રહેલા જ્યોતિસ્વરૂપ, જે આપ, અંતરમાં સ્ફુરણ કરો છો, તેજ અવસ્ય થયું છે, થાય છે, અને થશે. બીજું થયું નથી, થતું નથી, અને થવાનું નથી; આવો જેને નિશ્ચય થયો છે તે નિશ્ચયરૂપ સ્વાધિષ્ઠાન પણ આપજ છો. અર્પણ કરનાર અને અર્પણ કરવાની વસ્તુ પણ આપ પોતેજ છો. વાસ્તવિક જોતાં ટૂંકામાં વસ્તુતઃ જડ અને ચૈતનમાં આપજ વિલસી રહ્યા છો. અને આપ આપનું નીભાવો છો. કરોછો, નીવડો છો. હું એ કંઇ વસ્તુજ નથી. તે. હું વસ્તુથી આપ સર્વદા આપના શીશુને દુર રાખોછો, અને તેઓના ઉપર નિર્ભયપણે વરદ હસ્ત મુકી રાખોછો; જેથી હે

સર્વજ્ઞ સ્વયં પરમાત્મન્ આપના અભિમુખ અવિચ્છિન્ન વૃત્તિ પ્રસન્ન ચિત્તે વહન થયા કરે છે.–ભરણ પોષણ, વ્યહવાર, પરમાર્થ, ધન, ધામ, ધરા, સુખ દુઃખ આદિ સર્વની ચિંતા આપને માથે નાંખી, તે વૃત્તિવાળા આપના પરમપ્રિય શિશુઓ એક સેવકની માફક ધણીની સેવાનોજ સ્વિકાર કરી, મસ્તપણે આ જગતમાં રહે છે. આપના અનુગ્રહે કરીને, પ્રાણીમાત્રનું અને પોતાનું શ્રેય, સતત સાધવાની ખાતર, આપની ઈચ્છાનુસાર ખેંચાયા કરે છે. અને આપની તરફથી ઈષ્ટ મંત્રરૂપી મળેલા ચિંતામણીને કેળવી, કમાઇ કર્યા કરે છે. જગતમાં નિર્ભયતાથી આનંદમાં રમ્યા કરે છે. અને તેઓ તો એમજ માની બેઠા છે કે:—

---

શ્રીમદ્ ભગવદ્ નરહરિ ગુરૂતણા દૈવી સ્વરૂપેંદ્રમાં,
રેહેવાથી પ્રતિદીન સુખ અધિકું, મળતુજ મહિપેંદ્રમાં.
અંતર ભુત સમસ્ત વ્યાપ્ત વિભુજે, રાખે સદા અંકમાં.
ગણીને કાષ્ટ તણી શિશુ પુતળીતો, નિભાવતા રંગમાં ૧
શ્રીમદ્ વિશ્નુ ઉપેંદ્રજે હરિહરા, નવ એકલા માહરા.
પ્રાણી માત્ર તણાંજ તે અધિપતિ, તેના અને તાહરા.
અરપું તે શ્રી ઈષ્ટના ચરણમાં, સાષ્ટાંગ સહ પ્રેમથી
છે સર્વજ્ઞ સુજાણ પ્રિતમ પ્રભુ, સ્વિકારતા રહેમથી. ૨
પિંગલ આદિ લેખ જ્ઞાન સૌમાં જાણેજ તે સચ્ચિતિ.
તે શ્રી તેજ સ્વરૂપનાજ વેગે, ચલગ્યા કરે લેખિની.
તે અગ્રે વળી વર્ણમાત્ર માંહી, શક્તિ સ્વરૂપ આપછો,
જેવોહું તેવો તથાપિ ભગવન્, હું પુત્રના બાપ છો. ૩
ભક્તિમાર્ગ થકી જીવો જગતમાં, વ્યહવાર પરમાર્થને,
સદ્ગુરૂને સત્શાસ્ત્ર એમ કથતાં. સાધે ઉભય અર્થને,
વહેવા ભક્તિ રસેથી તેજ માટે, સચ્ચિદ્ સ્ફુરણ તો થતું.

શ્રી નરસીંહ લખાવતાને લખતા, મિથ્યા 'હું' કહેવઇજનું. ૪
પૂજારી પૂજાવનાર વસ્તુ, નૃહરી રહ્યા છે રમી,
અંતરમાં ગુરૂ દઇ એક લહેજો તે શિદ ભટકે ભમી;
સદ્‌ગુરૂ શાસ્ત્રને વેદચાર બોલે, નરદેહમાં નરહરી,
છે તનું ત્રિશ્તું સ્વયં ઉપેંદ્ર જેનું, પામ્યાથી નાવે ફરી ૫
ઇશ્વાભિમુખ વૃત્તિ રાખી વેહેતા, રહેતા સરવ હિતમાં.
તે નર દેહનું જીવ્યું સાર્થ કરતા, જીવો સદા જગતમાં.
રાખીને ચિત્તમાં અતિ પ્રસન્નતા, દીનત્વને ત્યાગતા,
પ્રભુના પુત્ર થઇજ આ જગતમાં, પ્રભુતા સદા માગતા. ૬
ભક્તિ જ્ઞાનૈશ્વર્ય, નિત્ય અરપો, હે દીનબંધુ પ્રભુ,
તનમન ધન અર્પ્યુંજ નાથ શિશુએ, જાણો હૃદયની વિભુ;
ધાર્મિક અધ્યાત્મિક અને તન મને, બલધો ટરે કાલતો,
અંતે આપ સ્વરૂપ માંહી, શમીને રાચેજ બિમ્ બાલતો. ૭



# પ્રસ્તાવના.

પ્રિય મુજ્ઞ બંધુ.

ભક્તિ માર્ગના નોવેલો, અન્ય સંસારિક, કલ્પીત અને ઐતિહાસીક નોવેલો કરતાં, સદ્ વિચાર અને સ્વધર્મ પ્રત્યે આપણને વધારે દોરનાર છે, એમ સ્વાભાવિક બુધ્ધિથી જોઈશું તો જણાશે. અને આપણે જો આપણા સ્વધર્મ પ્રત્યે વધારે તણાઈએ છીએ તો આપણે આપણા ધર્મની ઉન્નતિ થએલી ટૂંક સમયમાં જોઈ શકીશું એ નિસંશય વાત છે.

આજ કાલ એક પછી એક, પ્રેમલક્ષણા ભક્તિવાળા પરમાત્માના ભક્તોના ચરિત્રો, નાટકરૂપે, નોવેલરૂપે, અને રામલીલા અગર રાસલીલાના રૂપે, પ્રગટ થતાં જોઈએ છીએ. નરસિંહ મેહેતો, મિરાબાઈ, બોડાણો, સુદામો, વીગેરે ભક્તો જે થઈ ગયા છે, તેના ચરિત્રો, નાટકો અને નોવેલોરૂપે પ્રકટ થયાં છે. પણ કાશીપુરીમાં થઈ ગએલા સિદ્ધ પુરૂષ કબીરદાસનું યથાર્થ ચરિત્ર ગુજરાતીમાં નોવેલ વા નાટક રૂપે પ્રકટ થએલું જોવા વા સાંભળવામાં આવ્યું નથી; જેથી, તે મહા પુરૂષનું ચરિત્ર, નાટકરૂપે અને વાર્તારૂપે પ્રકટાવવાનો મારો સન્નિશ્ચય ઈશ્વર કૃપાએ પાર પડ્યો છે.

કબીરદાસનું અસ્તિત્વ બહેલોલ લોદીની પછી થએલા સિકંદર લોદીના સમયમાં હતું; એમ ખાત્રી કરતાં જણાઈ આવે છે. સંવત ૧૪૫૫થી તે સંવત ૧૫૭૫ સુધીના સમયમાં, કબીરદાસે, ધર્મ અર્થ કામ અને મોક્ષ, એ ચારે પદાર્થને, સદગુરૂ અને સત્શાસ્ત્રો દ્વારા સાધી લીધા હતા. તેઓ એક તત્વવિદ પ્રેમલક્ષણા ભક્તિવાળા મહાત્મા હતા. તેમણે કબીરપંથ સ્થાપી રામનામનો સત્ય ઉપદેશ ચલાવ્યો હતો,

તે કેવલ યથાસ્થિત હતો. પણ તેમની પછી થએલા સાદા-બાર કબીરે, અનેક જુદા જુદા મતની સંસ્થાઓ બાંધી જેથી અત્યાર સુધીમાં, તે સત્ય પંથના ઉપદેશમાં " शुभाशुभ मिश्रंच त्रिविधं कमर्णं फलं. " એમ કૃષ્ણ પરમાત્માએ ધનંજયને ભગવદ્ ગિતામાં કહેલા વચન અનુસાર શ્રુષ્ઠ ગએલું જોવામાં આવે છે. આપણા આ વૃતાંતના નાયક કબીરદાસ, જેણે કબીર પંથની સંસ્થા પ્રથમ સ્થાપન કરી છે, તેનું ચરિત્ર ચમત્કારીક છે; જે મારા પ્રિય વાંચક, વાંચીને ખાત્રી કરશે; અને બાદ કબીરદાસને પણ નરસિંહ મેહેતાની તુલ્ય ગણ્યા વગર કદી નહીં રહે એમ અંતરાત્માથી સમજાય છે; જેથી ઇષ્ટ કૃપાથી તે કબીરદાસનું ચરિત્ર લખી, મારા પ્રાણાત્મ સ્વરૂપ સજ્જન વાંચક વૃંદની સમીપ, આજે મુકું છું, તો તેમાં કદાચ દોષ થએલો નજરે પડે તો તેની ક્ષમા આપશો,

લિ.

સ્નેહાધિન કર્ત્તા.

ॐ श्री.

श्री सद्‌गुरुवे नमः

શ્રી નવિન

શ્રીમદ્ ભગવાન રામચંદ્રજીનો પરમ
પ્રિય વૈશ્નવ ભક્ત.

# કબીરદાસ.

## નૉવેલ

ॐ

॥ परित्राणाय साधुनां विनाशायच दुष्कृताम् ॥
॥ धर्म संस्थापनार्थाय संभवामि युगयुगे ॥

અર્થ-સાધુઓના રક્ષણાર્થે, દુષ્ટોના સંહારને અર્થે તથા ધર્મના સ્થાપન અર્થે, હું યુગે યુગમાં અવતાર ધારણ કરૂંછું.

### મંગલા ચરણ.

ગાયન ૧.

( દાવરદાદાર—એ રાહ. )

શાંતિ દાતાર, સાધક સરદાર, આ...ધાર—શાંતી.
ઉ......પેંદ્ર શ્રી હરીજી આપ પરમતો ઉદાર
હિતના કરનાર, વિશ્વાધાર, મો...રાર—શાંતી.
સદગુરૂ કૃપા જો થાએ-જીવ શીવ બની સોહાયે,
માયાથી ના લોભાયે-સુખ અચળ પ્રાપ્ત થાયે.
જળ જળ સ્થળ સ્થળ વ્યા...પ્ત—(૨)
ભરપુર અવિકલ આનંદ, પરમાનંદ મુકુંદ;
એવા વિશ્નુ અવતારને વારંવાર નમસ્કાર અ...પાર-શાંતી.

# પ્રકરણ ૧ લું.

## કબીર ઉત્પતિ અને બાલ્યાવસ્થા.

॥ मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये ॥
॥ यततामपि सिद्धानां कश्चिन्मां वेत्तितत्वतः ॥

---



યતમ વાંચનાર શ્રીમદ્ ભગવદ્ ગીતાના એ વાક્યાનુસાર હજારો પુરૂષોમાં એકાદ યોગિ પુરૂષ મળી આવે છે; અને એવા હજારો યોગિ પુરૂષોમાં એકાદ સિદ્ધ હોય છે; અને એવા હજારો સિધ્ધોમાં કોઈકજ તત્વવિદ પુરૂષ હોય છે. આવા તત્વવિદ પુરૂષોમાંના એક આ ગ્રંથના નાયક આપણા કબીરદાસ પણ છે. જેની પ્રેમલક્ષણા ભક્તિનો આબેહુબ ચિતાર, તથા તેમની ઉત્પતિથી તે આખર સુધીનું વૃત્તાંત, મારી અલ્પમતિ અનુસાર ગદ્યપદ્ય સાથે, પ્રકટ કરી પુસ્તકરૂપે આપની સેવામાં મુકુંછું. પણ આ વિશ્વ માંહેલા સાત દ્વીપ, નવ ખંડ, તથા ચૌદ લોક સંબંધી આગળ હકીકત આવશે, જેથી તે સંબધી અગાઉ વિસ્તાર પુર્વક વર્ણન કરી, પછી આપણા વૃત્તાંતનો પ્રારંભ કરીશું.

પ્રેમ એ શબ્દનો અર્થ પ્રસિદ્ધ રીતે, સ્નેહ, રાગ, રક્તિ, આસક્તિ, પ્રિતિ, લગન, મનમેળાપ, પ્રણય, લય, અનુસંધાન, વીગેરે શબ્દોથી થઈ શકે. પાણીની અંદર વિવીધ પ્રકારના રંગ નાંખવાથી, પાણી પોતાનું ખરૂં રૂપ બદલી અનેક ભેદે થાય છે, છતાં પાણીજ કહેવાય છે, કંઇ રંગ કહેવાતો નથી. જો કે પાણીના અનેક ભેદ થાય છે પણ તે એકજ આકારના ઉચ્ચારથીજ, સર્વ અક્ષરનું ઉચારણ થાય

છે. જેમ વિવિધ પ્રકારના મતભેદથી, અનેક રૂપી મુનીઓ આત્માનું શોધન કરે છે, પણ તે સઘળા જુદા જુદા મતોમાં પરમાત્મા સંબંધીજ વાત હોય છે, તેવીજ રીતે, વાણી, તેના અલંકાર, સ્થાયિ, સંચારી, અને સાત્વિક આદી તેના ભાવો, દશે દિશાઓ અને નવે રસ સદગુરૂ અને સત્શાસ્ત્રો કહે છે કે એક વિશુદ્ધ પ્રેમતત્વમાંજ સમાય છે.

આખા જગતને ધારણ કરનાર તે મહાન શક્તિ એક વિશુદ્ધ પ્રેમનેજ આધારે રહેલી છે. અને તે વિશુદ્ધ પ્રેમ શક્તિ દરેકની અંદર વીજળીની પેઠે અસર કરે છે; તે શક્તિ ઉપર વારાહ રૂપે પરમાત્મા પૃથ્વીના ગ્રાહક થઇ બેઠેલા છે; તે વારાહ ઉપર કાચબો પીઠ પસારી ધ્યાન કરે છે. કાચબા ઉપર સહસ્ત્ર ફેણવાળા શેષભગવાન બીરાજી રહેલા છે તે શેષ ભગવાન ઉપર આવેલા પહેલા પડને પાતાલ કહે છે; અને તેમાં નાગ લોકોની વસ્તી છે. તેમાં વાસુકી નાગ રાજ્ય કરે છે. બીજા પડને રસાતલ કહે છે; તેમાં નિવાત, કવચ આદિ અનેક દૈત્યોનો નિવાસ છે. ત્રીજા પડને મહાતલ કહે છે; જેમાં કદ્રુ સર્પના પુત્રો અનેક ફણાવાળા સર્પો રહે છે. ત્યાં કાલિનાગ નામના સર્પનું રાજ્ય છે. ચોથું પડ તલાતલ નામનું છે; જેમાં અસુરોની વસ્તી છે; જેમાં ઇંદ્રમય દાનવ રાજ્ય કરે છે. પાંચમું સુતલ કરીને પડ છે; જેમાં વિરોચનના પુત્ર બલિરાજા રાજ્ય કરે છે. છઠું વિતલ કરીને પડ છે; જેમાં હાટકેશ્વર મહાદેવ રહે છે. અને ત્યાં સર્વત્ર શંકરનુંજ સામ્રાજ્ય બિરાજે છે. સાતમુ પડ અતલ છે; જેમાં બલિદાનવ રાજ્ય કરે છે. એ સપ્ત પાતાલ ઉપર આઠમો ભુર લોક છે; જેમાં વૈવસ્વત મનુ રાજ્ય કરે છે, અને મનુષ્યાદિ પ્રાણીથી વસેલો છે. નવમો ભુવર લોક છે; જયાં વીરભદ્ર ત

થા મણીભદ્ર વીગેરે શંકર ભગવાનના ગણો વસે છે. દશમો સુરલોક છે; જે શોક રહિત છે અને જેમાં દેવતા સહીત ઇંદ્ર રાજ્ય કરે છે. અગીયારમો મહર લોક છે. જેમાં સંયમી મહર્ષિઓ અને તત્વવિદ પુરૂષો રહે છે બારમો જન લોક છે જેમાં બ્રહ્મચર્ય પાળનાર પવિત્ર વીવેકી વિદ્વાનોનો વાસ છે. તેરમો તપ લોક છે જેમાં વાનપ્રસ્થ આશ્રમ પાળનારા સ્ત્રી પુરૂષોનોજ વાસ છે. ચૌદમો સત્ય લોક છે; જેમાં સન્યાસિઓ તથા સદવિચારના સંતોનો નિવાસ છે આ ચૌદે લોકના ઉપર બ્રહ્મલોક છે; જેમાં સૃષ્ટિના ઉત્પન્ન કરતા બ્રહ્માજી રહે છે. તેના ઉપર વિશ્નુ લોક છે જેમાં સૃષ્ટિના પોષણ રૂપ વિશ્નુ ભગવાન બીરાજે છે; તેના ઉપર શીવ લોક છે જ્યાં સર્વના સંહારક મહારૂદ્ર શંકર ભગવાનનો નિવાસ છે. અને છેક છેવટે સૌના ઉપર, મન, ચિત બુદ્ધિ, અહંકાર વેદથી, પણ પ્હોંચી ન શકાય તેવું સતચિદ અને આનંદ સ્વરૂપ પરબ્રહ્મનું અચળ ધામ છે, જ્યાં અગાડી કોટાનકોટી મહાપુરૂષોમાં કોઇકજ ભાગ્યશાળી વિરલ પુરૂષ જઇ શકે છે.

ઉપરના ચૌદ લોક પૈકીનો જે ભુર લોક છે તે આપણી પૃથ્વિનો ગોળો છે. જે પૃથ્વીનો વિસ્તાર વિદ્વાન પુરૂષોએ પચાસ કરોડ યોજનનો ગણેલો છે. તે પૃથ્વીના વિસ્તારની મધ્યમાં મેરૂ પર્વત આવેલો છે; અને તે એક લાખ યોજન ઉંચો કહેવામા આવે છે તેના અનેક શીખરો ઉપર દેવ ગંધર્વાદિ અને કિન્નરોની વસ્તી આવેલી છે. તેની પોહોળાઈ, બત્રીસ હઝાર યોજનની કહેવામાં આવે છે. તે પર્વતના મુળ સોળ હજાર યોજન સુધી ફેલાયલાં છે; અને તેમાંથી સોના રૂપાદિ સાતે ધાતુઓ નીકળે છે એમ વિદ્વાનો કહે છે. આ મેરૂ પર્વત પૃથ્વીની મધ્યમાં ઝુકી રહ્યો છે તેની આસ-

પાસ ચારે બાજુએ ફરતો, એકેક દ્વીપ તથા એકેક સમુદ્ર વીંટાયલો છે. પ્રથમ જંબુદ્વીપ જેનો વિસ્તાર એક લાખ યોજનનો કહેવામાં આવે છે; તેની ચોતરફ, તેનાથી બમણા વિસ્તારવાળો પ્લક્ષ નામનો દ્વીપ છે; જેને ફરતો તેનાથી બમણા વિસ્તારવાળો, ઇક્ષુ અર્થાત શેરડીના રસનો દરીઓ વીંટાયલો છે. ત્રીજો કુશદ્વીપ છે; જેનો વિસ્તાર ઇક્ષુ સમુદ્રથી બમણો કહેવામાં આવે છે; તેની આસપાસ તેનાથી બમણો વારૂણી સમુદ્ર આવેલો છે. વારૂણી સમુદ્રના વિસ્તારથી બમણો ચોથો ક્રોંચ દ્વીપ આવેલો છે; જેની ચોપાસ તેનાથી બમણો ઘૃત સમુદ્ર વીંટાઇ વળેલો કહેવાય છે. ઘૃત સમુદ્રથી બમણા વિસ્તારવાળો શાકદ્વીપ છે; તેની આસપાસ તેનાથી બમણો મોટો દધિસમુદ્ર આવેલો છે; છઠ્ઠો દધિ સમુદ્રથી બમણો શાલ્મલીદ્વીપ છે; જેની આસપાસ તેથી બમણા વીસ્તારવાળો ક્ષીર સમુદ્ર છે; અને સાતમો ક્ષીર સમુદ્રથી બમણો પુષ્કરદ્વીપ આવેલો છે જેની આસપાસ તેનાથી બમણા વિસ્તારવાળો શુદ્ધ મીઠા જળનો સમુદ્ર આવેલો છે. આ સમુદ્રની ફરતો લોકાલોક નામનો પરવત વીંટાઇ વળેલો છે; અને તેની પેલી તરફ કાચ જેવી નિર્મળ પૃથ્વી આવેલી છે; જે ઉપર, પૃથ્વીના છેડાઓ પકડીને, દશે દીશાઓના દશ દીગંત હાથીઓ ઉભા રહેલા છે; અને છેક છેવટે તેની પછી શૂન્ય છે; કે જેનો પાર શ્રીષ્ટ ગુરૂની કૃપા વિના કોઇપણ પામવા સમર્થ થઈ શકતું નથી. આ ભુર લોકમાંના નવ દ્વીપો, જે ઉપર ૨૮ વર્ણવવામાં આવ્યા છે, તે પૈકીના પુષ્કર નામના દ્વીપમાં બે ખંડ છે; બાકીના પાંચ દ્વીપોમાં પ્રત્યેકમાં પાંચ પાંચ ખંડ છે; જંબુદ્વીપ કે જેમાં આપણે વસીએ છીએ તેમાં નવ ખંડ છે, જે સંક્ષેપમાં મારા વાંચક વર્ગને આ સ્થળે અવસ્ય કહેવાની જરૂર છે. જંબુદ્વીપની

મધ્યે ઇલાવૃત નામનો ખંડ આવેલો છે. પૂર્વે કેતુમાળ ખંડ છે. ઉત્તરે. હિરણ્ય, કુરૂ. અને રમ્ય, એ ત્રણ ખંડો આવેલા છે. પશ્ચિમે ભદ્રાશ્વ નામે ખંડ આવેલો છે. અને દક્ષીણે ભરતખંડ, કિન્નરખંડ અને હરિખંડ એ ત્રણે ખંડો આવેલા છે. ઉપર પ્રમાણે નવે ખંડમાં ભરતખંડ એ મુખ્ય છે. તથા વિશુદ્ધ પ્રેમનું સ્થાન છે. તેમાં સર્વ પ્રકારની વખાણવા લાયક વસ્તુઓ ઉત્પન્ન થાય છે. ધન ધાન્ય, દાન, માન, સન્માન, ભોગ, યોગ અને શ્રીહરિગુરૂના અનેક પ્રેમી ભકતોનો જેમાં નિવાસ છે. આવા રસાળ મનોહર ભરતખંડમાં, ચોસઠ દેશ આવેલા છે; તે પ્રત્યેક દેશના પહેરવેશ રીત રૂઢી વીગેરે તદન જુદાછે આ સર્વ દેશોમાં ગંગા નદી ઉપરનો પ્રદેશ, અન્ય દેશો કરતાં વધારે પવિત્ર અને પરમાર્થી છે, એમ વિદ્વાનો આજે પણ કહે છે. પતિતને પાવન કરનારી, તથા શ્રીસાક્ષાતશંકરભગવાનની જટામાંથી નીકળી આવેલ, ગંગા માતાના કીનારા ઉપર, આપણા વૃત્તાંતના નાયકની સ્વભુમિનું કાશી નગર સુંદર શોભી રહ્યું છે. જેની અંદર પુણ્યદાન થયાં કરે છે. જ્ઞાન સંપાદન કરવાને માટે વિવીધ પ્રકારની શાળાઓ સ્થપાયેલી છે; દ્રવ્ય ઉપાર્જન કરવાને માટે, વિવીધ પ્રકારના સાધનો, જેમાં રચાયલાં છે; પથ્થર અને આરસના મકાનો, તથા રસ્તાઓ ગીચોગીચ જેમાં આવેલા છે. એકથી એક ચઢીઆતા સુવર્ણના શીખરોવાળા દેવળો ઉપર, ધર્મની ધ્વજાઓ ફરકી રહી છે. આવા દિવ્ય અને મનોહર કાશી નગરમાં, આ વખતે, શિવનીધી નામનો રાજા રાજ્ય કરે છે; અને તેની રાજ્ય સત્તા, કાશી નગરની આસપાસ ફરતા બે હજાર ગામો ઉપર ગાજી રહેલી છે. રાજ્ય મહેલની તથા શ્રી કાશી વિશ્વનાથ મહાદેવના કનકમય દેવળની દેવડીએ ઉપર, નો-

બત અને દુદંભીના પોહોરે પોહોરે નાદ થયા કરે છે. પુરવાસી પુરૂષો અને સ્રીઓ ત્રિવીધ પ્રકારના વસ્રાલંકાર અને શ્રંગાર સજી દર્શન માટે મંગળ ગીત ગાતાં દેવળોમાં જાયછે. જ્યાં જુઓ ત્યાં ઠેર ઠેર શંકર અને વિશ્નુ ભગવાનના મંદીરોમાં બ્રાહ્મણો વેદ ભણી રહ્યા છે. આવા અનેક પ્રકારના ઉત્સવોથી કાશી નગર એવું ભરપુર અને આનંદમય બની રહેલું છે, કે તેની આગળ ઇંદ્રપુરી પણ ઝાંખી પડી જાય. આવી રમ્ય કાશી પુરીમાંથી આશરે ચારસેં વરસ અગાઉના આપણા નાયકની વાર્તાની ઉત્પતિનો આરંભ થાય છે.

કેટલાક કબીરપંથી સાધુઓ કબીરસાહેબની ઉત્પતિ એમ બતાવે છે કે, એક સમયને વીશે વૈકુંઠમાં શ્રીવિશ્નુ ભગવાન બેઠેલા છે તેમની સમીપ લક્ષ્મીજી આવીને કહે છે કે હે ભગવાન, આપ પ્રેમલક્ષણા ભક્તિવાળા આપના ભક્તો અને સંતોની, આટલી બધી ચિંતા રાખો છો? પણ શું આપ એમ જાણોછો કે તેઓ બધાએ સદાચારી સાચા અને માયાના આવરણથી દુર હોય છે. ભગવાન કહે છે કે હુંતો એમજ માનુછું કે તેઓ બધા મારા સાચા અને પુરણ પ્રેમી ભકતો છે.

**લક્ષ્મી**—જો આપ એમજ માની બેઠા હોતો નાથ આપની ભુલ થાય છે.

**ભગવાન**—મારી ભુલ થતી હોયતો એકાદ મારા ધારવાથી ઉલટી રીતે વર્તન ચલાવતો હોય તેવો કોઇ મારો પ્રેમી ભકત મારા સમીપ લાવી ઉભો કરો!

**લક્ષ્મી**—કદીકને લેઇ આવીશ તો આપને ખાત્રી થશે?

**ભગવાન**—હા ત્યારે તો સંપુર્ણ ખાતરી થશે.

**લક્ષ્મી**—ત્યારે આપ ખાત્રી થયા પછી એવી ચિંતા કરવી છોડી દેશો ?

**ભગવાન**—હા ખાત્રી થશે તો પછી જરૂર એવી નાહકની ઉપાધીથી દુર રહીશ.

**લક્ષ્મી**—જો જો સ્વામિ પછી ફરી ન જાઓ ?

**ભગવાન**—તમે સંભાળજો કાંઇ જુદા ન પડી જાઓ. હિંમત હોય અને બરાબર સત્ય વાત હોયતો જાઓ જઇને લેઈ આવો ?

**લક્ષ્મી**—મને હિમત છે અને સત્ય વાત છે કે બધાએ એવા નથી હોતા.

**ભગવાન**—જાઓ ત્યારે ખુશીથી લેઇ આવો ! પણ લેવા કયાં જશો ?

**લક્ષ્મી**—મૃત્યુ લોકમાં.

**ભગવાન**—મૃત્યુ લોકમાં કયે સ્થળે ?

**લક્ષ્મી**—ગંગાજીના ઘાટ ઉપર આવેલી મનોહર કાશીપુરીમાં.

**ભગવાન**—ભલે ત્યારે જાઓ લેઈને સત્વર આવો ? કાશીપુરીમાં મારા પ્રેમી ભકતો અનેક વસે છે. તેમાંનો કોઇપણ તમારા કહેવા મુજબ જણાય તેને અહી લેઇ આવો ?

**લક્ષ્મી**—જેવી આજ્ઞા ભગવન.

આ પ્રમાણે ભગવાન તથા લક્ષ્મીજીનો સંવાદ થતાં લક્ષ્મીજી સત્વર કાશીમાં ગંગાને કિનારે કોઇએક તપસ્વી મહાત્માના આશ્રમ નજીક આવી પોહોંચ્યાં. તે મહાત્મા પોતાના આશ્રમમાં કરેલા પોતાના રામજી મંદિરના દ્વાર પાસે મનોહર મૃગચર્મ બિછાવી બિરાજેલા હતા. શરીરને વીષે તિતિક્ષા તથા કષ્ટ સહન કરતા હતા. ભગવાં વસ્ત્ર અંગે ધારણ કર્યા હતા. મનપસંદ સુખના સાજથી દુર રેહેતા હોય તેમ તેમની ભવ્ય મુખ મુદ્રાપરથી જણાઈ આવતું હતું. વળી તેમના સુકોમળ શરીરે તેમણે ભસ્મ ચોળી હતી. નર્મ સુખરૂપ શૈયાને તજી ભૂમિ ઉપર

સુવાની ટેવ વાળા હતા. સર્વે જગતના સુખને ક્ષણીક જાણીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે સાધીને, ભાવથી સર્વ વૈભવ અને ભોગાદિને ભોગવીને કેવલ અખંડ પરમાત્માના પદને તેઓ પામ્યા હોય તેમ જણાઈ આવતું હતું. હમેશાં બે વખત સ્નાન ધ્યાનથી પરવારી પોતાના ઠાકોરજીનું પૂજન અર્ચન પ્રેમથી કરતા હતા. પ્રાતઃકાળમાં અને સંધ્યાકાળે એકેક કલાક હમેશાં રામાયણ આદિની કથા પુરવાસીઓની સમીપ કરતા હતા; અને વાસ્તવિક આત્મસ્વરૂપનો જ્યાં ત્યાં ઉપદેશ કરતા હતા. આખુ કાશીનગર તેમનો ઉપદેશ માનતું હતું. અને સર્વ ઠેકાણે તેમની વિશુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિના પ્રતાપે તેમની કિર્તિ ઘણી પ્રસરી રહી હતી. દુર દેશથી યાત્રાળુઓ તેમના દર્શન અર્થે જતા હતા અને તેઓ જ્યાં જાય ત્યાં ઘણા પુજાતા હતા. આસ્વામિનું નામ રામાનંદ હતું; અને કાશીનો રાજા પણ તેમને પોતાના સદગુરૂ તરીકે સ્વિકારતો હતો. આ રામાનંદ સ્વામિના આશ્રમ નજીક શ્રી લક્ષ્મીજીએ વિશ્વકર્માથી પણ ન બની શકે તેવો પરમ મનોહર અને ભવ્ય, અતિ વિશાળ એક સુંદર બાગ, ટુંક મુદતમાં રચી દીધો; અને પોતે માળણનું સ્વરૂપ લેઈ તે બગીચાની અંદર કામ કરવા લાગ્યાં. આ વખતે વસંત રૂતુ બેસવાથી કુંજનો સમુલ પ્રફુલિત થઇ રહ્યો છે. નમેલી સુંદર મંજરી ઉપર સુગંધ લેવા આવી બેઠેલો ભ્રમરો ગુંજારવ કરી રહ્યો છે. જ્યાં ( મોગરાની વેલ ) મધુમાધવી, ચંપો અને આંબા ઉપરના મ્હોરો ખીલી રહ્યાં છે. ડોલરના ફુલના ગુચ્છાઓ પવનના સપાટાથી ઝઝુમી રહ્યા છે. જેમાં ચંદનવૃક્ષ, ઉમરો, નાગરવેલ અને હજારી ગોટાઓની સુવાસ મ્હેકી રહી છે. વળી જાઈ, જાસુસ, કેસર તાડ તમાલલતા, ચંબેલી, જુઈ, લીંમડો, દાડમ, નારંગી, અંજીર, કમલ, બકુલ, નિર્મળી અને કેળના વૃક્ષોના સ્થંભો

આવી રહેલા છે. ફળ તથા ફુલો સહીત તમામ વૃક્ષો દીપી રહ્યાં છે. વળી બાગની શોભાને વધારનાર, કોયલ, મોર, બગીયા વીગેરે અનેક પક્ષીઓ પોતાની મધુરી વાણીથી કલરવ કરતાં કલ્લોલ કરી રહ્યાં છે. વચમાં કોઇ સુંદર પણીનો ફુવારો આવી રહેલો છે. અને તેમાંથી પડતું જળ ચારે બાજુઓના વૃક્ષોને પલાળી મુકે છે. વૃક્ષો ઉપરના પાંદડામાંથી પાણી ઝર્યા કરેછે તમરાં અને દેડકાં, શીત, મંદ, અને સુગંધમય એવો ત્રણે પ્રકારનો સરેખો વાયુ વાવાથી મસ્ત થઈ ઝણુઝણાટ નાદ કરી રહ્યાં છે. આવી પ્રકારનો બગીચો, સિંધુસુતા શ્રી લક્ષ્મીજીએ આ સ્થળે બનાવી દીધો છે કે જેને જોઇને, બ્રહ્મા, વિશ્નુ અને મહેશ સુદ્ધાં પણ એક વખત મોહ પામ્યા વગર ન રહે. આવો માયાવિ ભવ્ય સુંદર બગીચો અને તે માંહેના સુવાસિત પુષ્પો જોઇ, રામાનંદ સ્વામિનું ચિત ઘણું પ્રસન્ન થયું. જેથી એક દીવસે તેઓ લલચાઇ પોતાના ઠાકોરજીને ચડાવવા સારૂ, સુવાસિત સુંદર પુષ્પો લેવા માટે, તે બગીચાની અંદર ગયા. બગીચાની અંદર માલણ હતી તેની રજા લેવી ભુલી ગયા અને જાઇ, જુઇ, ચમેલી, ચંપો, મોગરો, ગોરસળી, વીગેરે સુવાસિત પુષ્પો, વૃક્ષો ઉપરથી વીણવા લાગ્યા. એક નાની ફુલની છાબ ભરાય તેટલા પુષ્પો લેઇ પોતે ખોળો ભરી આશ્રમ તરફ ચાલવા માંડ્યું, પણ એટલામાં લક્ષ્મીજીએ માળણરૂપે આવી તેમનું કાંડું ઝાલી તેમને ઉભા રાખ્યાને કહ્યું, મહારાજ રજા વગર ખોળામાં ભરીને શું લેઇ જાઓ છો? પાછું આપી દો?

**રામાનંદ**—જા જબ પીછે લે લે? તુ લે લે?

**માળણ**—લાઓ મારૂં પાછું.

આ પ્રમાણે સ્વામિએ પુષ્પો લક્ષ્મીજીના ખોળામાં નાંખી

દેઇ આશ્રમ તરફ રસ્તો લીધો; અને લક્ષ્મીજી તરત બાગ આદિ માયાવી રચના સમેટી લેઇ, સ્વામિજીએ આપેલા પુ- ષ્પો ખોળામાંને ખોળામાં રાખી ભગવાનની સમીપ તે પુષ્પ ચોરીની વાત જાહેર કરવા માટે, વૈકુંઠમાં આવી પોહોચ્યાં. ભગવાને લક્ષ્મીજીને સન્માન પૂર્વક યોગ્ય આસને બેસારી ક્ષેમ કુશળતા પુછીને કહ્યું કે કહો દેવિ! કોઇ એવો પ્રેમી ભકત માલમ પડ્યો કે જે મારા ધારવાથી ઉલટો હોય.?

**લક્ષ્મી**—તે વના પ્રાણેશ હું કાંઇ આપની પાસે આવી હશ જુઓ આ મારા ખોળામાં રહી તે આપ- ને પ્રાણથી પણ અધિક પ્રિય છે.

**ભગવાન**—લાવો ત્યારે સત્વર વાર ન કરો.!

આટલુ કહેતામાં લક્ષ્મીજી પોતાના ખોળામાંના પુષ્પો ભગવાન આગળ કાઢીને મુકવાને ઇરાદે ખોળામાં હાથ નાંખી જુએ છે તો કોઇ એક તેજસ્વી રામાનુજ સંપ્રદાયના તિલ- કથી અંકિત થએલા ભવ્ય કપાળ વાળું, દીર્ઘ ભ્રકુટી અને લાંબા હસ્ત વાળું, તથા રંગે ધરું વર્ણુ, વ્હાલ ઉપજાવે તેવું મનોહર કાંતિવાળું હસતું બાળક માલમ પડયું. જોતાંની સા- થેજ લક્ષ્મીજી એકદમ લજ્જીત થઇ ખસિયાણાં પડી ગયાં. તે જોઇ ભગવાન શ્રી એ હસિત વદનથી તેમને કહ્યું કે સાધ્વી, લાવો લાવો તે વસ્તુ સત્વર મને બતાવી દો? છુ- પાવો છો શું કામ? લક્ષ્મીજી આ સાંભળી વધારે સ્તબ્ધ થઇ ગયાં, અને પતિ વગર બાળક ઉપજાવ્યાનુ તોહમત આવશે તેની ચિંતા અને ગભરાટને લીધે દીગમૂઢ બની શ્રી ભગવાન સમીપ હાથ જોડી ઉભાં રહ્યાં.

**ભગવાન**—સાધ્વી! આમ એકાએક ખોળામા લાવેલી વસ્તુ મને નહીં આપતાં, સ્તબ્ધ બની મુખ મ્લા- ન કરી કેમ ઉભાં રહ્યાં છો?

**લક્ષ્મી**—રદેશ ! હું જાકી પડી.

**ભગવાન**—કેમ એમ થયું. એવું શું થયું ?

**લક્ષ્મી**—મેં જાણ્યું કે મારા ખોળામાં પુષ્પો છે ને આતો, પ્રભુ, બાળક નીકળ્યું.

**ભગવાન**—અરે બાળક શી રીતે નીકળ્યું ! વાહ વાહ કામ શું કરવનું હતું, અને શું કરીને આવ્યાં.

**લક્ષ્મી**—પ્રાણેશ. હું અપરાધી નથી. આપ સર્વજ્ઞ અંતરયામી છો. હું ગર્વ કરી આપના આગળ કયાં રેહેવાની હતી. મેં ગર્વ કર્યો તેને આપે આ પ્રકારે તોડયો. હવે હું સમજી હવે આ બાળકને શું કરૂં.

**ભગવાન**—જાઓ જઈને પાછો બનાવ્યો હતો તેવો બગીચો બનાવો, અને જ્યાંથી પુષ્પોનો ખોળો ભર્યો ત્યાંજ આગળ પાછું બાળકને જઈને મુકી આવો ? જાઓ હવે આવી પ્રકારનું મિથ્યા અભીમાન કદી પણ કરશો નહીં.

**લક્ષ્મી**—બહુ સારૂ પ્રાણાધાર ત્યારે તેમ કરી સત્વર પાછી આવુ છું.

આ પ્રકારે ભગવાનની આજ્ઞાનુસાર શ્રી લક્ષ્મીજીએ પાછાં ફરી તે સ્થળે આવી, હતો તેવો બાગ રચી જે સ્થળેથી પુષ્પોનો ખોળો ભર્યો હતો, તેજ સ્થળે એક સરોવર આગળ બોરસળીના વૃક્ષ તળે પેલું બાળક મુકી દેઈ, પાછાં વેકુંઠમાં જતાં રહ્યાં. બાળક વૃક્ષ તળે પડયું પડયું રમ્યા કરે છે. હસિત વદનથી ટગર ટગર પરમાત્માની અલૌકિક જગત રચનાને જોયા કરે છે. બાગની અંદર કલ્લોલ કરતા પક્ષીઓના મધુર અવાજથી કિલકારીઓ કર્યા કરે છે. પોતાના જમણા હાથનો અંગુઠો

ધાવ્યા કરે છે, અને નિર્ભય પણે તે બોરસળીના વૃક્ષ નીચે જમીન ઉપર કુદરતે બીછાવેલા ઘાસના ગલીચા ઉપર આળોટયા કરે છે. આ અનુપમ શ્રી ભગવાનના સંકેત અનુસાર ઉત્પન્ન થએલું બાળકનું લિલા વિગ્રહતનુ ઘણુજ ખુબ સુરત અને રસ્તાના જનારને પણ પ્રેમ ઉપજાવે તેવું હતું. કપાળ દીર્ઘ અને તેજસ્વી હતું. બન્ને ભુજા લાંબી હતી, આંખો અરૂણના જેવી દીપતી હતી. મુખ મુદ્રા ઉપર વિશુદ્ધ પ્રેમની છાપ, ગમે તેને પણ તાદ્દશ થયા વગર રહે તેવી નોહતી, આ રમ્ય કાન્તિવાળુ અને મનોહર બાળક. ઈશ્વરનો જાણે અવતાર હોય તેવું સદ્દશ લાગતુ હતુ. પ્રેમ સ્વરૂપ પરમાત્મા અદ્દશ રીતે, જાણે તેનું રક્ષણ કરતા હોય તે પ્રમાણે તેની આસપાસ કોઇપણ જીવજંતુ હરતું ફરતું ન હતું. કે તે બાગ માંહેનું કોઇપણ પશુ પક્ષી આવીને તેને કોઇપ્રકારે હેરાન કરતું ન હતું; પણ ઉલટાં, સર્વ જીવો શ્રીરામનામનું ઉચ્ચારણ પ્રસન્ન થઇ કરતાં હોય, તેવી રીતે મધુર અવાજથી રૂણુંકાર કરી રહ્યાં હતાં. આ વખતે પ્રાતઃકાળના સુર્યના કીરણોએ રાત્રીના અંધારાને દુર કર્યું હતું. અને કાશી નગરની સર્વ વસ્તી ગંગાએ શૌચ સ્નાનાદિ કરવા તથા દર્શન કરવા અર્થે આવજા કરી રહી હતી. ચંદ્રની કાંતિ મંદ થઈ સૂર્યના તેજ આગળ, તારાઓનું તેજ ઓચ્છું થઇ ગયું હતું. આકાશ પ્રકાશિત થઇ જવાથી બાગ બગીચા, વન ઉપવનો, પ્રફુલિત થઇ આનંદમાં ડોલતાં હતાં. સુંદર સરોવરો ઉપર કમળના જુથ્થો ખીલી રહ્યાં હતાં. ચકવા ચકવીના જોડાં પોતાના મિત્ર સુર્યને જોઈ આનંદ મગ્ન થઇ રહ્યાં હતાં. ચંદ્રમાના વિયોગનું દુઃખ ચકોરના રહૃદયમાં ઉદય થયું હતું. રાત્રીએ ફરનારાં પ્રાણીઓ મુંઝાવા લાગ્યાં હતાં અને કુંજની લતાઓમાં ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતાં એટલામાં સુર્ય ના-

રાયણ ભગવાન પુર્ણ રીતે ઉદય થયા કે તરતજ, દિશાઓમાં લાલાશ પ્રસરવા માંડી હતી. નગર વાસિઓ પોત પોતાના ઉદ્યમે લાગી ગયા હતા. આવા પ્રભાતના સમયે એક નીમા નામની મુસલમાન વણકર વિધવા વૃદ્ધ ડોસી ( હિંદુસ્તાનમાં જેને જુલૈયા લોક કહે છે ) તે બગીચાની આસપાસ આવેલી સુંદરવાડ નજીક, વાડ બાહેર પડેલા પાકાં મિષ્ટ ફ્લો આવી વીણવા લાગી. તે વૃદ્ધ ડોસી પાંચ સાત વરસ થયાં હતભાગ્યે વિધવા બનેલી હતી. તેને પેટ કંઇપણ સંતતિ ન હતી. તેથી પોતે પોતાના ઘરમાં એકલીજ હતી. દરરોજ એક બે રેશમી કાપડના તાકા વણી પોતાનું ગુજરાન ચલાવતી હતી. વિધવા થયા પછી તે ડોશીએ નિરગુણી ભજન ભાવમાં પોતાનું ચિત પરોવ્યું હતું. અને એવા પ્રેમથી ભજનો ગાતી, અને સત્સંગી સાધુઓના ટોળામાં જઇ ભાગ લેતી કે એક હિંદુ શ્રેષ્ટ સાધુમાતા પણ તેની પ્રેમલક્ષણા ભકિત જોઈ દીગ્મૂઢ બની જાય. આથી કરીને તે વૃદ્ધ ડોસી, જોકે જાતે મુસલમાન હતી તોપણ એક પવિત્ર ભજનાનંદી સાધુ કરતાં અધીક ભજનાનંદી, આખા નગરમાં ગણાતી હતી. તેનું વય આ વખતે પંચાવન વર્ષનું થવા આવ્યું હતું. તેના વાળ શ્વેત થઇ ગયા હતા. ચામડી ઉપર કરચોલી વળી ગઇ હતી. તેની મુખમુદ્રા ઉપરથી તે અનુભવી જણાતી હતી, અને નિરગુણી ભજન ગાતે ગાતે પોતાનું દરેક કાર્ય કરતી હતી. આ સમયે પણ તે નીચેનું ભજન તેની ભાષામાં ગાતે ગાતે ફુલાદિ વીણી રહી હતી.

### ગાયન ૨.

મેરે રામમેં જો મઝાથા, વો ઝાહીર નથા:—
કીસમતમેં જો લિખ્ખાથા, મુઝે ઝાહીર નથા—મેરે.
જંજાલ દુનિયાકી હમેશાં, લગતીથી મેરે ગલે;

રબ મિલતે છુટી પલમેં, મુજે ઝાહીર નથા—મેરે.
દુઇ હૈ દુર ખાયેશો, દીલમેં આરામ હુવા;
મે મેરા સબ છુટ ગયા, જો ઝાહીર નથા—મેરે.

જીસ્કું મેં ઢુંઢું ફિરૂં, દમ એકના છોડું;
સોહંસા દીદાર દેખા, મુજે ઝાહીર નથા—મેરે.

ઉપર પ્રમાણે મધુર સ્વરે તે, વૃદ્ધ માતાની નજર ગાતે ગાતે ફળાદિ વીણતાં પેલા રમ્ય બાળક ઉપર પડી. બાળકને જોતાંની સાથે, તેને કોઇ પ્રકારનો વાત્સલ્ય ભાવ ઉપજયો; જેથી પોતાના મન સાથે કહેવા લાગી કે " યા રબલાલમિન કયા ખુબસુરત બચ્ચા હૈ. ઐસા જો એક મુજકો ઇનાયત કીયા હોતાતોઇસ બૂઢાપેમેં ઇતની તકલીફ યે બંદી ન ઉઠાતી." આમ કહી તે બાળકને દુરથી નિહાળવા લાગી. અને તેની આસપાસ કોઈપણ મનુષ્ય ન જણાયું એટલે બગીચાને દરવાજે થઈને જ્યાં બાળક પડ્યું હતું, ત્યાં આગળ આવી ઉભી રહી. આ સમયે બગીચામાં બાળક અને તે વૃદ્ધ ડોસી સિવાય બીજું કોઈપણ જણાતું ન હતું. પસે આવી આશ્ચર્ય અને આનંદથી તે બાળકને નખથી તે શીખ સુધી નીહાળ્યા કરતી હતી. ઘણીવાર ત્યાં ઉભી રહી પણ તે બાળકના માતપીતા કે કોઈપણ તેને ઉછેરનાર, અગરતો કોઇ લાવી મુકનાર મનુષ્ય, તેને દૃષ્ટિગોચર થયું નહીં. જેથી બાળકને તેણે ખોળામાં લઇ લીધું, અને તેના ઉપર પોતાને કોઇ અલૌકિક પ્રેમ પ્રગટ થવાથી રમાડવા લાગી. પ્રેમના જોસ્સાને લીધે એને પૂર્વના ~~ૠણાનુબન્ધે~~ કરીને રમાડતાં રમાડતાં તે વૃદ્ધ માતાના સ્તનમાંથી દુધની સેર છુટીને પેલા બાળકના મુખમાં પડી. જે જોઇ તે વૃદ્ધ ડોસી એકદમ ચકિત બની ગઇ. તેની આંખોમાંથી હર્ષના અશ્રુ વેહેવા માંડયા; અને પ-

છી જ્ઞાન દૃષ્ટિથી વિચાર કરવા લાગી કે "યા મહાપુરૂષ જરૂર યે લડકા મુજકોહિ આપને દે દિયા, કયોં કે મેરા દુધ ઉસકે મ્હુંમે કુદરતી ગિરતા હૈ, બેશક ઇસ્સે સબુત હુવા કિ મેરે લિયેહિ, મેરે સાંઇ, આપને યે સબ ઠાર કિયા. ચલ અબ મકાનકો ઉસ્સે લે જાકે ધવાઉં, નવ્હાઉં, બાદ ઝુલેકે અંદર ઝુલાઉં. ઉસકુહી પાલુંગી, બડા કરૂંગી, બાદ ઉસકા સુખ દેખકે મરૂંગી " આવી રીતનો પોતાના મન સાથે નિશ્ચય કરી તે બાળકને લેઇ, પોતાને ઘેર ચાલી ગઇ. ઘેર જઇ તે ડોસીએ મહેલ્લાવાળાઓને, પડોશીઓને, અને પોતાના સગાં સહોદરને સઘળી અથથી તે ઇતિ સુધી માંડીને બાળક પ્રાપ્ત થયાની વાત કહી. સૌએ તે વૃદ્ધ ડોશીને કોઇ પ્રજા નહીં હોવાથી, તે બાળકને પૂત્ર તરીકે ગણી પાલન પોષણ કરી ઉછેરી મોટો કરવાની, ભલામણ કરી તે પ્રમાણે વૃદ્ધ ડોસીએ તે બાળકનું નામ કબીર પાડી, તેને પોતાના પૂત્ર તરીકે ગણી, ઘણી કાળજીથી ઉછેરવા લાગી.

રઘુરાજકૃત અને નાભાકૃત ભકત માલના ગ્રંથોમાં, વળી કબીરદાસની ઉત્પતિ એમ બતાવે છે કે કોઈ એક કાશી પુરીની પવિત્ર વિધવા બ્રહ્મણી, ઉપર કહેવામાં આવેલા મહાત્મા રામાનંદ સ્વામિની વિશુદ્ધ પ્રેમથી ઘણા વખતથી સેવા કરતી હતી. એક દીવસે રામાનંદ સ્વામિ તેની અત્યંત પ્રેમ ભકિત જોઈ પ્રસન્ન થઇ ગયા, અને તેથી તેને એકાએક **પૂત્રવતિ ભવ** અર્થાત પુત્રવાળી થાઓ એવું વરદાન આપી દીધું. તે પવિત્ર વિધવા બાઇએ સ્વામિનું વરદાન જો કે માથે ચડાવ્યું, પણ વિધવાને પુત્ર હોવો એ વિચારથી અત્યંત ગ્લાની પામી સ્વામિજી પ્રત્યે સવિનય કહેવા લાગી કે 'મહારાજ હું વિધવા છું માટે મને પુત્રથી કલંક લાગશે, અને મારે તેથી આત્મ હત્યા કરવી પડશે. માટે આતો

ધર્મ કરતાં ધાડ પડ્યા જેવી આપે મારી સ્થિતી કરી, હવે મારે શો ઉપાય કરવો ? મહારાજે ઉત્તર આપ્યો કે 'બેટા યોગી પુરૂષને એક વખ્ત બોલદીયા ફીર વો લોક આપકા બચન ન ફીરાતે નહીં હે. અગર કભી ફીરાને જાય તોભી ઉનકા બચન ફિર સકતા નહીં હે; વાસ્તે બચનતો હમારા મિથ્યા ન હોગા. પરંતુ જા જો પુત્ર હોગા ઉસ્સે તુ કલંકીત ન પ-નેગી. બલ્કે ઉસ પુત્રસેં તેરી કિર્તિ હોગી. ઔર જન્મ મર-નસેં મુકત હોકે રામજીકે સ્વરૂપ મેં જા મિલેગી. અબ શાંત હો, નિર્ભય હો, ઔર પ્રસન્ન ચિતસે રમાપતિકા સુમરન કરો જાઓ મોજ કરો બે ફિકર હોકે અપના કામ કરો". આ પ્રમાણે સ્વામિએ તેને આશ્વાસન આપી તેના કલંકનું ની-વારણ કરી વીદાય કરી અને સ્વામી પોતે ગંગાજીએ સ્નાન કરવા ચાલ્યા ગયા. આ વિધવા બાઇને આ ઘડીથી ગર્ભ રહ્યો અને નવ માસે તેને ઉપર વર્ણન કર્યું તેવો ખુબસુરત બાળક જનમ્યો, વિધવાને પુત્ર પ્રસવ થયાની વાત ન-ગરમાં જાહેર પડતાં નાના મોટા સૌએ પોતાને કલંકીત બનાવી ધીકારશે, એવા ભયથી તે વિધવા બાઇ હૃદયમાં સંતાપ કરવા લાગી. આ ભયને લીધે સ્વામિજીના કહેલા વચનોમાં તેને જે શ્રદ્ધા હતી તે સઘળી જતી રહી. જેથી રાતોરાત બાળકને લેઇ કોઇ એકાંત જંગલમાં જઇને મુકી આવી. બીજે દીવસે પ્રાતઃકાળમાં ઉપર કહી તે નીમા, ના-મની મુસલમાન વણકર વૃદ્ધ ડોસી શૌચ સારૂ જતી હતી બગીચાની વાડમાં પડેલા પેલા સુંદર બાળક ઉપર તેની દૃષ્ટિ પ ડી. પોતાને કંઈ પ્રજા નહીં હોવાથી, તે વૃદ્ધ માતાએ તે બાળકને પોતાના પુત્ર તરીકે ઉછેરી, મોટો કરવાનો નિશ્ચય કર્યો. નજદીક આવેલા જંગલમાં જલ્દી જલ્દી શૌચ જઇ આવીને, તે બાળકને લેઇ પોતાના ઘર તરફ ચાલી ગઈ.

ઘેર જઈ તે બાળકનું નામ કબીર પાડી તેને ઉછેરવા માટે અત્યંત પરિશ્રમ તેણીએ લેવા માંડયો, એમ પણ કહેવા માં આવે છે.

આમ બે પ્રકારે કબીરદાસની ઉત્પતિ કહેવામાં આવે છે. પણ જે પેહેલો પ્રકાર છે તેજ સત્ય હોય એમ ભાસે છે. કારણ પરમાત્માના સંકતિક લિલા વિગ્રહ તનુઓ ઘણે પ્રકારે ઉત્પન્ન થઇ શકે છે એમ ઘણા અનુભવી તત્વ વેત્તાઓ કહે છે. તેમજ વૃદ્ધ અનુભવી કબીરપંથી સાધુઓ કબીરની ઉત્પતિ પહેલા પ્રકાર પ્રમાણે વર્ણવે છે. અને કેટલાક વિદ્વાનો પણ તેમજ માને છે. બીજા પ્રકારમાં જે હકીકત કહી છે તે હકીકત માત્ર નાભાકૃત અને રઘુરાજ કૃત ભક્ત માલમાંથી મળી આવે છે, બીજે કોઈ ઠેકાણે વાંચવામાં કે સાંભળવામાં આવી નથી, તેથી તેના પર વધારે ધોરણ રહી શકતું નથી. પણ પ્રિય વાંચનાર, હું તો બે પ્રકારની હકીકત આપની સમીપ મુકું છું, પછી જે પ્રસંદ પડે અને સત્ય સમજાય તેને ગ્રહણ કરવાની તમને સ્વતંત્ર સત્તા છે.

આ પ્રમાણે દીનપ્રતિદીન કબીર બાળકના પગલાંથી, નીમાની ઉન્નતિ થવા માંડી, અને દરરોજ લુગડાં વણાવવા સારૂ ઘરાક ઉપર ઘરાક આવવા માંડયા. અને વણવાની મજુરીના પૈસા ઘરાકોએ નીમાને અગાઉથી આપવા માંડયા. નીમા એકલે પંડે કેટલું કામ કરી શકે, માટે તેણે પોતાની જ્ઞાતિના વણનાર કારીગરોને, રોજ કરી રાખવા માંડયા; અને ધંધો ધમધોકાર ચલાવવા લાગી. કબીર આ વખતે પાંચ ૭ માસના થયા હતા. અને ફક્ત ‘રા’ એટલો શબ્દ તેમને બોલતાં આવડતો હતો. મોહોલ્લાના પડોશીઓ અને નીમાના સગાં સહોદર તેમને અનેક પ્રકારના હાસ્યજનક ચાળાથી રમાડતા અને તેડતા ત્યારે કબીર માત્ર ‘રા’ એવો તે દ-

રેકની સમીપ, ઘણા લાડથી ઉચ્ચાર કર્યા કરતા હતા. જળ દુધ આદિ પીવાની વસ્તુ, ખાવાની વસ્તુ, અગરતો તકતો કે કોઇ પૂતળા જેવો પદાર્થ, તેમના સમીપ ધરવામાં આવતો ત્યારે, ફકત ' રા ' શબ્દનો ઉચ્ચાર કરી, તેના ઉપર ઝડપ મારતા. કોઇ બોલાવતું અગરતો તાળી કે સીતકારી વગાડતું કે તરત પ્રત્યુત્તરમાં તે ' રા ' શબ્દનોજ મુખમાંથી ધ્વની કાઢતા. આ પ્રમાણે જેમ ચંદ્રમા દિન પ્રતિદીન વૃદ્ધિને પામે, તેમ કબીરજી મોટા થવા માંડયા. બાર માસના થયા એટલે રામ શબ્દનો પુરેપુરો ઉચ્ચાર કરવા લાગ્યા. પોતાની માતા દરેક મનુષ્યને અને પ્રાણી પદાર્થને ઓળખાવે ત્યારે, માત્ર રામ શબ્દની સંજ્ઞાથીજ, સર્વને ઓળખતા હતા. અને દરેકને રામ એજ સંજ્ઞાથી બોલાવતા હતા. આ પ્રમાણે ખાવામાં, પીવામાં, હસવામાં, રડવામાં, બોલવામાં, ચાલવામાં, ઉંઘવામાં, સર્વમાં, જાણે શ્રી રામનુંજ સ્વરૂપ જોતા હોય તેમ, રામ શબ્દથીજ દરેક પ્રવૃત્તિ કરવા લાગ્યા. એક ક્ષણુવાર પણ રામ શબ્દથી જુદા ન થતા હોય, તેમ તેમના ચ્હેરા ઉપરથી લાગતું હતું. આવી રીતે બાલ કબીરનું રામચંદ્ર ભગવાનથી અભિન્નપણું જોઇ તેમની માતા સાનંદાશ્ચર્યની સાથે, તેમને ઇશ્વરી અવતાર તરીકે માનવા લાગી. આસપાસના પડોશીઓ પણ એવી વિચિત્ર કૃત્તિથી, કબીરમાં પુજ્ય ભાવ ધરવા લાગ્યાં. આમ કરતાં કરતાં કબીરની ઉમ્મર પાંચેક વર્ષની થવા આવી. એટલે તેમની માતાએ વેપારીને જોઇએ તેટલું હીસાબ વીગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરવાસારૂ એક મુસલમાન વિદ્વાન કાજીને ત્યાં તેમને દરરોજ મોકલવાનું શરૂ કીધું; પણ કાજી કોઇપણ અક્ષરનો ઉચ્ચાર કરવાનું શીખવાડે અગરતો કાજી બીજું બધું શીખવવાની ઘણીએ માથાકુટ કરે પણ રામ શબ્દ સિવાય તેઓ મોઢેથી બીજું કાંઇ બોલતા

કે પાટીમાં લખતા ન હતા. છેવટે તેમનાથી કાજી પણ થા· કયો, અને સાત વર્ષની વય થવા આવી છતાં રામ શબ્દ સિવાય કંઈ પણ બીજું લખી વાંચી જાણતા ન હતા. આથી છેવટે થાકીને તેમની માતાએ કાજીને ત્યાં મોકલવાનું બંધ રાખી, પોતાના સાળ વણવાના ધંધામાં તેમને મુક્યા, અને ઘરધંધો શીખવવા માંડયો. પોતાની માતાને તથા પોતાના ઘેરમાં બેસનાર રોજીંદા વણકર કારીગરોની માફક, જોઈ જોઈને એક બે દિવસમાંજ પ્રતિક્ષણ રામ શબ્દના ઉચ્ચારથી તેમણે સાળ વણવાનું કામ શરૂ કર્યું અને મોટા મોટા પ્રખ્યાત કારીગરોથી પણ એક દીવસમાં પુરા ન થઈ શકે તેવા રેશમી કાપડના તરેહવાર તાકાઓ ઉપરા છાપરી દર રોજ કાઢવા માંડયા. આ જોઈ, તેમની જોડે કામ કરનાર કારીગરો પણ ઝાંખા પડી ગયા હતા. અને વણવાના કામમાં કાંઈ પણ સુઝ ન પડે તો કબીરને પુછી તે કહે તે પ્ર· માણે કરતા હતા. જ્યારે કારીગર વણકરોના અને તેમની માતાના હાથથી વણાયેલા રેશમી તાકાઓની કીમત, દશવીશ રૂપીઆ થતી, ત્યારે કબીરના વણેલા તાકાઓની કીમત એથી બમણી ત્રમણી, અને કોઈ કોઈ વાર તો દશ ગણી થતી હતી. પોતાની માતાને હવે કબીરદાસ ઘણી મહેનત આપતા ન હતા. કારણ કે તે વૃદ્ધ માતાની ઉમર લગ ભગ ત્રેસઠ વરસની થવા આવી હતી; દશ બાર વરસની અંદર કબીર· દાસના પ્રતાપથી તેમની માએ પોતે અને કબીરદાસ નિતિથી ખરચે તો જીવે જાગે ત્યાં સુધી પોહોચે તેટલું ધન એકઠું કરી દીધું હતું. કબીરદાસે તેરમા વરસની શરૂઆતમાં ઘરધંધાની ઉપાધિ દુર કરવાનો નિશ્ચય કર્યો, પણ પોતાની માતાની બીકને લીધે તેઓ તેમ કરી શકયા નહીં. એટલા· માં દૈવયોગે તેમની માતુશ્રી માંદા પડયં; એટલે ઘરધંધો

બંધ કરવાની તેમને ખાસ જરૂર પડી. ઘર ધંધો બંધ કર્યા. ને એક અઠવાડીયું થયું નહી એટલામાં, ભોગ જોગે તેમની માતા, નીમા ગુજરી ગઇ. મોહોલ્લાના પડોશી અને સગાં સહોદરને નીમાના મરણુના સમાચાર કાને પડતાંજ તેઓ તેણીના શબ પાસે ભેગાં થઇ રડવા લાગ્યાં. પણ કબીર તો પોતાની માતુશ્રીના શબ પાસે બેસીને આનંદથી નિરગુણી રામનામના પદો, શિઘ્રકવિની પેઠે, બનાવી બનાવી એક પછી એક ગાઈ રહ્યા હતા. અને આક્રંદ કરનાર સ્ત્રી પુરૂષોને વિવેકથી નમ્રપણે યથાસ્થિત બોધ દેતા હતા. આથી તેમની જ્ઞાતિના લોકોએ, શોક છોડી દેઈ આનંદ અને ઉત્સાહ પૂર્વક, તે વણકર વૃદ્ધ માતાની દહન ક્રિયા કરી; અને સૌ પોતપોતાના સ્થળે ચાલ્યા ગયા. કબીર તેર વરસની વયના હવે પોતાના મકાનમાં એકલાજ રેહેતા હતા. થોડો ઘણો પોતે સાળનો ધંધો કરતા હતા, તે પણ હવે માતાના મરણુના બીજા દીવસથીજ બંધ કરી દીધો; અને પોતાના મકાનનાં બારી, બારણાં, ભીંત વગેરે તમામ સ્થળો ઉપર રામનામના અક્ષરો પોતાને હાથે લખી દીધા. અને આંગણામાં, ઉપર કહી ગએલા બગીચામાંથી, પાંચ દશ તુલસિના છોડો લાવી, રોપી દઈ તેની આસપાસ કયારાઓ કરી દીધા. આ બગીચો અત્યારે કબીરનોજ કહેવાતો હતો. આખા મકાનને લીંપી ગુંપી એવું તો પવિત્ર અને સુશોભિત બનાવી દીધું કે, તેની આગળ તપસિઓના મઠો અને ગુરૂદ્વારાઓ પણ ઝાંખા પડી જાય. વળી પોતાના આશ્રમની અંદર મૃદંગ, એકતારો, મંજીરા, ખંજરી, ઝાંઝો, પખવાજ વીગેરે ભજન ગાવાનાં સાધનરૂપ વાજીંત્રો પણ એક પછી એક વસાવવા માંડયા. અને સંતસાધુઓ એકઠા કરી તેમની યથાર્થ રીતે સપ્રેમ સેવા બજાવીને, દરરોજ

પોતાના આશ્રમને આંગણે ભજનની રણુઝીક મચાવતા હતા. નગરવાસિઓ, તેમની પ્રેમી વાણી સાંભળવાને, દરરોજ ઉપરા છાપરી ટોળાબંધ આવ્યા કરતા હતા; અને હવે કબીર સાહેબના આશ્રમે આઠે પોહોર તે પ્રમાણે ધમધોકાર શ્રી હરિ નામનોજ ફકત વેપાર ચાલી રહ્યો હતો. આવી રીતે કાલ વ્યતિત કરતાં, પોતાની માતાને ગુજરી ગએ એક વર્ષ પુર્ણ થવા આવ્યું હતું; અને પોતાને પણ ચૌદમું વર્ષ બેસી ગયું હતું. આ વખતે કાશી નગરમાં સતનામ સાહેબને નામે તેઓ હવે અતિશય પ્રસિદ્ધિમાં આવી ગયા હતા. અને દેશદેશના રાજાઓના કાસદો મારફત તેમની ખ્યાતિ સાંભળવાથી, આમંત્રણોના તેમના ઉપર પત્ર આવતા હતા. દરરોજ પાંચ પચીસ સંત સાધુઓને જમાડી બાદ તેઓ વખત બે વખત જમી લેતા હતા. અને મોટા મોટા દુર દેશો સુધી કબીર સાહેબનું નામ સતનામ સાહેબ તરીકે અતિશય પ્રખ્યાત થઇ રહ્યું હતું. અને તેઓ એક મોટા ચમત્કારિક યોગિંદ્ર તરીકે, બાલછતાં, સઘળે સ્થળે ઓળખાતા હતા, તથા પરમાત્માના સાંકેતિક તત્વવિદ લિલાતનુઓમાંના એક તરીકે સર્વત્ર પુજાતા હતા. પણ કાશીનો રાજા શીલનિધી, શંકાશિલ પુરૂષ હોવાથી, તેમની પ્રત્યે અશ્રદ્ધા રાખતો હતો. અને કબીરજીની પ્રેમ લક્ષણા ભકિતને છોકરમતમાં ગણી કાઢતો હતો. પણ શ્રીમદ ભગવાન સિતાપતિની ઇચ્છાથી પ્રકટ થએલા આપણા સાચા ભકત કબીરદાસને તે વાતની જરા પણ સ્પૃહા ન હતી. કારણકે પોતે બાલવયના છતાં, મહાન યોગીની પેઠે નિજાનંદમાં મસ્ત રહી, એક રમતા રામની માફક પોતાના શ્રીરામજીના રટણમાં અને ભજનમાંજ, જ્યાં ત્યાં બેઠેલા જણાતા હતા. અને સર્વદા સત્ય નિતિરિતિથી વર્ત્તન ચલાવી સર્વના હ્રદયમાં પ્રેમભાવ ઉપજાવતા હતા.

## પ્રકરણ ૨ જું.

### કબીરને ઉપદેશ અને તેની ગુરૂપ્રત્યેની પ્રેમલક્ષણા ભકિત.

**મનગયંદ વશ થઇ રહે, ચાલે સુરતિ સાથ.**
**માવતજો બેસે ગ્રહી, સદ્‌ગુરૂ અંકુશ હાથ—**

આ પ્રમાણે આપણી વાર્ત્તાના નાયક કબીરદાસને ચૌદમું વર્ષ હવે પુરૂ થવા આવી પંદરમા વર્ષનો પ્રારંભ થયો હતો, આ વખતે જોકે તેઓ પોતાના શ્રીરામના રટણમાં એકતાર બની, હમેશાં રહેતા હતા. પોતાને માથે કોઈ સમર્થ સદ્‌ગુરૂ નહીં હોવાથી, કોઈ સમર્થ સદ્‌ગુરૂ શોધી, પોતાને શીરે સ્થાપવાની તિવ્રેચ્છા તેમને ઉત્પન્ન થઈ હતી. કારણકે તે જાણતા હતા કે સુરપતિ ઈન્દ્રે પણ બ્રહ્માજીને ગુરૂ કર્યા હતા. જનક રાજાએ અષ્ટાવક્રને અને રામચંદ્રજીએ પણ વસિષ્ઠને ગુરૂ કર્યા હતા. શ્રીકૃષ્ણ પરમાત્માને પણ ગુરૂ કરવા પડયા હતા. એમ દરેકને ગુરૂ કર્યા વિના ચાલ્યું ન હતું. કારણકે તેઓ જાણતા હતા કે ગુરૂ વિના જ્ઞાન નથી. જ્ઞાન વિના મોક્ષ નથી; અને મોક્ષ વિના જન્મ મરણ જીતી શકાય તેમ નથી. ઘણા લોકો મનને ગુરૂ માની જીવન મુક્ત બનવાની, મેરૂ પર્વતની પેલી પાર પોહોચી જવા જેવી મોટી આશા રાખે છે. પણ જે જગત પ્રસિદ્ધ વાત છે તે તેઓ જાણતા નથી કે પારકી માતાજ કાન વીંધે છે. પોતે વૈદનો ધંધો કરતો હોય છતાં, પોતાનો રોગ પોતે જાણીને મટાડી શકતો નથી પણ બીજો વૈદજ મટાડી શકે છે. માણસથી પોતાના બરડાની કરોડ, જોઈ શકાતી નથી પણ પારકોજ જોઈ શકે છે. આપણા મનથી આપણે ગમે

તેવું જ્ઞાન પ્રાપ્ત કરી જીવનમુકત બનવાની આશા રાખીએ, પણ આપણું મન કેવા પ્રકારના ઉપદેશથી કેળવાશે અને કયું જ્ઞાન આપણું અજ્ઞાન આવણ દુર કરવાને સમર્થ થઇ શકશે, તથા કયો રસ્તો આપણે માટે અનુકુળ થઇ પડે તેમ છે, તે પારકો પુરૂપજ જાણી શકે છે. માટે હરેકને માથે પોતપોતાનો સદ્‌ગુરૂ હોવોજ જોઇએ, એમ શ્રુતિ સ્મૃતિ અને ચારે વેદો પણ સ્પષ્ટ દર્શાવે છે. પતિ વિનાની વિધવાનો સંસાર જેમ સુનો છે; જેમ પતિવ્રતા સ્ત્રી ને વ્યહવાર અને પરમાર્થમાં પોતાનો પતિ સંસાર સાગરથી તારનાર નૌકારૂપ છે, તેવીજ રીતે પુરૂપને તેનો સદ્‌ગુરૂ છે. પતિ વીનાની સ્ત્રી જેમ ન ધણીઆતી કહેવાય છે, તેવીજ રીતે ગુરૂ વિનાનો પુરૂપ તે નુગરો કહેવાય છે. બારાક્ષર અને બારાક્ષરી જાણ્યા વગર આપણાથી કોઇપણ પુસ્તક વાંચી શકાતું નથી. તેવીજ રીતે સમર્થ સદ્‌ગુરૂને શોધ્યા વગર યથાર્થ આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકતુંજ નથી. સદગુરૂ વગર પોતાના સ્વધર્મનું યથાર્થ સ્વરૂપ સમજી શકાતું નથી. પ્રીયભાઇ આ સંસાર એક ભુલવણી રૂપ છે, અને તેમાં આપણે સૌ ભુલા પડેલા છીએ. આ ભુલવણીના બનાવનાર નૃપતિ, શ્રી ઇષ્ટ પરમાત્મા છે, અને તેમણે તે ભુલવણીના સ્થળોમાં પ્રત્યેક સ્થળે સદગુરૂરૂપ પોતાના ભોમીઆઓને ગોઠવી દીધેલા છે. કે જે ભોમીયા વગર આપણે આડે રસ્તે ચડી લુંટાઇએ છીએ. જેમ કોઇ ભુલા પડેલા ધનીક મનુષ્યને, તેનું ધન વીગેરે લુંટી લેઇ, તેની આંખોએ પાટા બાંધી દેઇ વીકટ જંગલમાંના ઝાડ સાથે તેના હાથ પગ બાંધી દેઇ, લુંટારાઓ ચાલ્યા જાય, અને તેથી તે ભુલો પડેલો માણસ રડા

રોળ કરી રહ્યો હોય, એટલામાં કોઇ દયાળુ મહાત્મા આવી તેને ઝાડ સાથેના બાંધેલા બંધથી છુટો કરી, તેની દુખદાયક હકીકત સર્વ સાંભળી,તેને તેના સ્વદેશે જઇ મ્હોચાડી આવે, તેવીજ રીતે, આ સંસાર રૂપ ભુલવણીમા આપણે જે ભુલા પડેલા છીએ, કે જ્યાં માયાના આવ્રણ રૂપી ચોરોએ આપણું જ્ઞાન રૂપી ધન લુંટી લેઈ, આપણી આંખે અભીમાન રૂપી પાટાઓ બાંધી, મમત્વ રૂપી ઝાડની સાથે,આપણને તૃષ્ણા રૂપી દોરોથી જકડીને બાંધી દીધેલા છે; જેમાંથી સમર્થ સદગુરૂ રૂપ કોઇ દયાળુ ધર્માત્મા આવી, આપણા બંધોને તોડીને, આપણા સ્વઃસ્વરૂપ રૂપી સ્વદેશે લેઇ જઈ ઠેઠ મ્હોચાડે છે. માટે જો આપણે માથે સદગુરૂ ન હોય તો પેલા ભુલા પડેલા, લુંટાયેલા, અને ઝાડ સાથે જકડીને બંધાયલા પુરૂષની પેઠે, રડારોળ કરી ટળવળીનેજ આપણો અંત આવવાનો. આ પ્રમાણે વિચાર કરતાં કબીરદાસને સદગુરૂ કરવાની આવસ્યકતા સમજાઇ, અને તેથી પોતાને માથે એવો કોણ સમર્થ સદગુરૂ સ્થાપવો, તેનો નિશ્ચય કરવાની ચિંતામાં પડયા. આ પ્રમાણે ચિંતાગ્રસ્ત બની, કબીરદાસ પોતાના આંગણામાં તુલસિ કયારા પાસે, એકલા ઉઘાડે શરીરે બેસી રહ્યા હતા, તેવામાં શ્રાવણનું વદપક્ષ હોવાથી રાત્રિ પડી; ને ચારે તરફ વરસાદનું જોર વધી જવાથી ઘનઘોર અંધારૂં છવાઈ રહ્યુ હતું. મોર તથા ચકવી સાક્ષીવત સ્થિર થઈ ગયાં. તમરાં અને દેડકાં બીવરાવવા લાગ્યાં. વીજળીના ઝબકારા થવા લાગ્યા; શીતળ વાયુની લ્હેરો વાવા માંડી. ચાતક પક્ષીએ પિયુ પિયુનો ઉચ્ચાર કરવો શરૂ કર્યો; મેઘ રાજાની પધરામણીની નોબત ગડગડવા લાગી કે તુરત થોડીવારે મહા ગંભીર શબ્દથી અવાંજ કરતા મેઘરાજા પધાર્યા; અને એવા જોરથી તેમણે વૃષ્ટિ કરવા માંડી કે મોટા

મોટા પાણીના ધોધ પૃથ્વીપર ધસી આવ્યા. વનલતાઓ ઝાડની સાથે વીંટાઇ વળી. સુરપતિ ઈંદ્ર રાજાએ રંગ બેરંગી ચાપ ચડાવી દીધું. વાદળીઓ આકાશમાં સૂર્યને ઢાંકી, એક વસ્ત્રરૂપ બની રહી હતી. દેડકા અને તમરાંના શબ્દ રૂપી ઘુઘરીઓ ધમ ધમ ગાજી રહી હતી. મેઘના ગડગડાટ રૂપી મૃદંગનો ધ્વનિ કાને પડી રહ્યો હતો. વિજળીના ઝબકારા રૂપી પુષ્પના મોટા ગોટાઓ જાણે ઉપરાઉપરી ફેંકાઇ રહ્યા હોય તેવું જણાતું હતું. અને જાણે વાદળરૂપીફાનસમાં વિજળી રૂપી દિવોથયો હોય તેવું આ અંધારી ઘોર રાત્રિએ જણાતું હતું. આપ્રમાણે નવીન જળ આપનાર વરસાદ ઝડી બંદ પડી રહ્યો હતો. અનેપુર્વનો પવન વેગથી વાયાં કરતો હતો. આટલું બધું છતાં જેમ મેરૂ પર્વત ડગે નહીં તેવી રીતે આપણા પ્રેમી ભકત કબીરદાસ, આગણાંમાં બાહેર જ્યાં ઉઘાડા દીસે બેઠેલા હતા ત્યાંથી એક તસુ પણ ડગ્યા નહોતા. પણ પરમાત્માજ જ્યારે સદગુરૂ પ્રાપ્ત કરવાનો સત્ય માર્ગ સુઝાડે ત્યારેજ આસનેથી ઉઠી ઘરમાં જવું, એવી દૃઢ ભાવના કર્યા કરતા હતા. એટલામાં નીચે પ્રમાણે આકાશવાણી થઇ.

દોહો.

**બેટા ચિંતા કર નહી, કર ગુરૂ રામાનંદ,**
**ચેલો તે કરશે તને, ટળશે સહુ જગ ફંદ.**

આ શબ્દો શ્રવણ પડતાંની સાથે કબીરદાસ ઉઠી ઘરમાં ગયા કે તરતજ મધ્યરાત્રી વિતવા આવી. પ્રાતઃકાળ કયારે થાય અને કયારે રામાનંદ સ્વામિનું શરણ પ્રાપ્ત થાય તેને માટે અધીરા બની પાછા વિચાર વમળમાં પડી ગયા. અને પોતાના મન સાથે એમ શંકા કરવા લાગ્યા કે રામાનંદ સ્વામિ મ્લેચ્છને ઉપદેશ આપી શિષ્ય બનાવતા નથી તો મને શીરીતે સ્વિકારશે. પણ સાચી વાત મારા રામજી

તેમને જણાવશે. હરકત નહી મારા પ્રાણાધાર સિતાપતિનું આજે વચન થયું છે, તો તે કદીકાળે પણ અફળ થનાર નથી. માટે પ્રથમ ત્રીજા પોહોરે ગંગાએ સ્નાન કરી સ્વામિના આશ્રમ નજીક આવેલા ઘાટના પગથીઆ ઉપર બેસી, પ્રાતઃકાળમાં સ્વામિકથા કરે તે શ્રવણ કરૂં. અને કથાની સમાપ્તિ થએ શ્રવણ કરવા આવનાર પુરવાસિઓ વેરાઈ જશે પછી ઉપદેશ લેવા સંબંધી સ્વામિને અરજ કરીશ; પછી તો સિતાપતિ કરે તે ખરૂં. આ પ્રમાણે પોતાનાં મનં સાથે નિશ્ચય કરી, રાત્રિ વીતી એટલે, કબીરદાસ સત્વર ઉઠીને ગંગાએ સ્નાન કરવા ચાલ્યાગયા. ગંગા નદીપર આવી જુએ છે તો એક કીડી સરખીનો પણ સંચાર થતો જણાતો ન હતો. પતિતને પાવન કરનારી, સાક્ષાત શ્રી શંકર ભગવાનની જટામાં રેહેનારી, ઉજ્વળ કાંતિવાળી, નિર્મળ ગંગામાતા આ વખતે મંદ પ્રવાહથી વહે જતી હતી, તેમાં કબીરદાસે સ્નાન કર્યું, અને ધોએલું વસ્ત્ર પ્હેરી, ઘાટના પગથીઆં ઉપર સૂતે સૂતે હાથમાં તુલસીની સ્મરણી લેઈ, પોતાના રામજીનું એકાગ્રચીત્તે અંતઃકરણમાં રટણ કરવા માંડ્યું. એમ કરતે કરતે નિત્યનિયમપ્રમાણે રામાનંદ સ્વામી પોતાની શૈયામાંથી ઉઠી શૌચ સ્નાનાદિક અર્થે ઘાટના પગથીઆં ઉતરી, ગંગામાં જળ ભરવા સારૂ જતા હતા, તેવામાં લાંબા થઇને ઇષ્ટ સ્મરણ કરતા પડેલા આપણા કબીરદાસને અંધારૂં હોવાથી અણજાણપણે સ્વામીના જમણા પગની પાવડીની ઠોકર જમણે કાને વાગી, કે એકદમ, અરે રામરે ! પાવડી એવી સખત વાગીકે મારા જમણા કાનમાંનો પડદો ફુટી ગયો. એમ કહી કાને હાથ દેઇ કબીરદાસ ઉભા થઇ ગયા; અને જાણે ઘણુંજ વાગ્યું હોય તેવો ડોળ કરવા લાગ્યા. આવો ડોળ

કરવાનો કબીરદાસનો શુભ હેતુ શો છે તે મારા પ્રિય વાંચક વર્ગને સાધારણ બુદ્ધિથી જણાઇ આવશે. છતાં મારે જણાવવું જોઇએ, કે તે હેતુ ફક્ત સ્વામિનો ઉપદેશ લેવાની ખાતરજ હતો. સ્વામિને, તેને દરદથી બુમ પાડતો જોઇ ઘણી દયા આવી. જેથી તેના જમણા કાન આગળ મુખ રાખી, હાથ ફેરવી, ફુંક મારતા મારતા કહેવા લાગ્યા કે 'બેટા રામ રામ કરો, સબ મીટ જાયગા.' ઘોર અંધારી રાત્રિ હોવાથી રા. માનંદ સ્વામિ, કબીરદાસને ઓળખી શક્યા ન હતા. કોઈ પણ જીવને અણુજાણપણે વાગી જવાથી, દયાજનક થઇ જવાનો જેવો તત્વવિદ પુરૂષોનો, કુદરતી સ્વભાવ હોય છે, તેવાજ સ્વભાવથી ઉભા રહી, કબીરદાસને વાગેલું મટાડી દેવામાં ગુંથાયા હતા. આ પ્રમાણે કબીરદાસના જમણા કાને સ્વામિએ છ, ફુંક મારી, અને સાતમી ફુંક મારીને તેને કહ્યું કે "ક્યોં બેટા અબ કાનમે', કોઇ બી જગે દરદ હોતા હે. ?

**કબીરદાસ**—ગુરૂ કૃપાલુ કાનકા દરદ તો કબસે મિટ ગયા હે; પરંતુ મેરા અબ ભવોભવકા દુઃખ દુર હુવા હે રામજી.

**રામાનંદ**—કૌન મ્લેચ્છ કબીરા ! યહાંપર ઇતના જલ્દી ક્યોં સોયાં હુવા થા ?

**કબીરદાસ**—ગુરૂદેવ, મેરે રામજીકી ઐસીહી ઇચ્છા હુઇ કે આપકા શરન લેના, જો આજ આપકી કૃપાસે પ્રાપ્ત હુવા, દુઃખ સબ દુર હુવા. યે કબીરા અબ આપકા તન મન ઔર ધનસે ગુલામ હુવા. અબ આપકા દીયા હુવા રામમંત્ર, રાતદીન આપકી સેવામેં ઇસ શરીર કો રખકે, મનમેં જપુંગા, ન તિન કાલમેં કોઇસે ડરૂંગા. મેરે જીવનજાન રદય

કમલ બિરાજીત શ્રી રષિકેશ મેરે રામકો કબીન બિસરૂંગા. અબ આપ ચ્હાય સો કરો; ચ્હાય ગુરૂ તારો યા મારો. ચ્હાય વો મુજકો કર ડારો રામજી. (સ્વગત) રામજી શ્રી રામ રામ રામ.

---

ગાયન ૩.

**તોરી છલ બલ હેન્યારી—એ રાહ**

યે તનમન તુમારા રામા, ધનસી તુમારા રામા
મુજકો લેના હે, એક રામ નામ રામ—યે,
સુખ દુઃખ લોભ મોહ, રાગ દ્વેષ શોક દ્રોહ (૨)
બંધ મોક્ષ મનકા હૈ કારજ તમામ
મેરે અંતર કે હો રામા વિશ્રામ રામ—યે

રામાનંદ—બેટા કબીરા ! હમને તો તુજકો આજસે બેટા બનાયા. પરંતુ સારી કાશીપુરીમેં જો અજ્ઞાન લોક હૈ, વો જહાંતક ન સમજે, વહાંતક હમારે તુમારે નિંદા પાત્ર ઉનોકો બનવાયા. કયોં કે સ્વતઃ કાશીરાજા ઔર ઇસકી સબ રૈયત, જાનતી હૈ કે કબીરા મ્લેચ્છ હે, ઔર ઉસકો બ્રામણ વર્ગ કભી ઉપદેશ ન દે સકતે હૈ બલ્કે મ્લેચ્છકા સ્પર્શ ભી કિંચિંત ન કર સકતે હૈં !! મ્લેચ્છ કબીરેકો સ્વામીજીસેં રામનામ કયોં દિયા જાય, ઐસા કહા કરેંગે. ઔર સબકો માલુમ હે કે તેરા તનુ મ્લેચ્છ હૈ પરંતુ રામજી કી કૃપાસે તેરા લિલા વિગ્રહ તનુ હમ જાનતે હૈ; જીસકો ઉન અજ્ઞાની ઓસેં કેવલ નિડર રેહેતેહૈ ઉનકો સમજાયંગે; હર દષ્ટાંત દે મનાયેંગે. હમને જો તુજકો આજસે બાલકા બનાયાહૈ, વો ચારહી જુગમેં રામજીને કૃ-

માયા હુવા ઝાહીર ફરમાન હૈ. જીસ વાસ્તે હમ સબકો રામજીકી ઇચ્છાસે ઉત્તર દે દેંગે. પરંતુ બેટા કબીરદાસ, તુમ્હારીરામનામકી સચ્ચી કમાઇકી કસોટી અબકાશીરાજા કરને કે લિયે કુછ તંત્ર રચેગા જો વ્યક્તિ તુમ્હારી પરિક્ષા લેને કે વાસ્તે અગર ચાહ કર લે તો આપ બે ધડક હોકે બરાબર પરિક્ષા દેના; કસોટીમેસે કભી ડરકે ભાગના નહીં. સચ્ચે પ્યારે રામ કે અંદર પુરન શ્રદ્ધા રખકે ઇષ્ટમંત્ર કે જાપ નીશ દીન કરતેહી રેહેના. તો તિનકાલમેં બેટા! તેરા કોઈ નામ ન લે સકેગા. તેરા એક બાલભી કિ-રીસે બાંકા ન હો સકેગા. જા હમારી બેટા અસી-સહૈ. હમે બેપરવા મસ્ત રામકો કયા વિશ્વકી દરકાર હૈ. હમારે રામજી બિશ્વનાથ હમારે પર સદા કૃપાળુ રહેતે હૈ. હમારી કમાઈ કો જા-નતે હૈ.

આ પ્રમાણે કબીરદાસને રામાનંદ સ્વામિ ઉભા ઉભા સદબોધ આપ્યા કરતા હતા. વળી તેને અંતઃકરણ રહીત અજ્ઞાન અને જ્ઞાનના લક્ષણો, અને તેનો ધર્મ, સારી રીતે સમજાવ્યા કરતા હતા. જ્ઞાનની પ્રવૃતિ વા નિવૃતિને અર્થે જ્ઞાની આગ્રહ રાખતો નથી. કારણ કે તેને ખબર છે કે પ્રવૃતિ અને નીવૃતિ એ સઘળા મનનાજ ધર્મો છે. નિષ્કેવળ ચિન્મય સ્વરૂપ સર્વ ધર્મોથી રહીત છે. અને જ્ઞાનીના જ્ઞાનની પરાઅ-વધીએ **सर्व धर्मान परितज्य मामेकं शरणं व्रजेत.** એ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનજીને શ્રીમદ્ ભગવદ ગીતામાં કહેલા વાકયાનુસાર સર્વ ધર્મનો ત્યાગ, અને માત્ર એક શ્રીઇષ્ટિનું શરણુજ તે જ્ઞાનીને રહે છે. વીગેરે ઉપદેશ કબીરને દેતાં

દેતાં, પ્રાતઃકાળનો પ્રથમ પ્રહર વીતી ગયો પણ સ્વામી ઉભા રહ્યા હતા. આ પ્રમાણે સ્વામી તથા તેમના શિષ્ય કબીરદાસ, બંન્ને જણા ઘાટના પગથીઆ ઉપર સામ સામા ઉભા છે, સ્વામિ ઉપદેશના વચનો કહ્યા કરે છે આપણા પ્રેમી કબીર-દાસ એક ચિત્તે શ્રવણ કર્યા કરે છે; એટલામાં સ્વામીએ પ્રાતઃકાળ થવાથી સ્નાનધ્યાન દર્શનાદી કાર્યો નિમીતે; લોકોની આવજા શરૂ થઇ ગએલી જોઇ; કે સમય ઘણો વીતી જવા-થી; અને હજીસ્નાન ધ્યાન ધુપ દીપ પુજન અર્ચન વીગેરે કરવાનું બાકી રહ્યું હતું તેથી, ઉંચું જોઈ એકદમ ચોકયા, અને કબીરને કહેવા લાગ્યા કે બેટા; હમ સ્નાનાદિક કાર્યો કરને કે લીયે, ગંગાકો જાતે હૈ, તુમકો કથા શ્રવન કરનેકી ઇચ્છા હોવે તો બેઠો. અભી કથાકા પ્રારંભ કરેંગે

**કબીરદાસ**—ભવોભવ સ્વામી, મેરેકો મેરે રામજી ને બડી નિવૃતિ દીહય, બડી કૃપાકી હય, યે ગુલામતો રાતદીન અબ આપ સદગુરૂ સમીપ નિવાસ કરેગા. પ્રસાદ લેનેકી રામજી જબ ઇચ્છા હોગી, તબ ઇધર ઉધર થોડી દેર જાકે પાયગા; પશ્ચાત સત્વર આ જાયગા—

**રામાનંદ**—બેટા જેસી તેરી ઇચ્છા! મંદીર મૈં કિંવા આશ્રમમૈં કુત્તા ન ચલા જાય દેખતે રહના હમ શોચ સ્નાન કરકે અભી આવત હૈ.

આટલું કહી રામાનંદ સ્વામિ વીદાય થયા અને તેમના શીષ્ય આપણા પ્રેમી કબીરદાસ ગુરૂ મહારાજની આજ્ઞા મુજબ, આશ્રમમાં સરત રહે તેવી રીતે આશ્રમની છેક નજીક બાહેર દ્વારપાળની પેઠે પગથીઆ ઉપર બેસી રહ્યા. સ્વામિ સ્નાન કરીને આવ્યા તે વખતે

કથા શ્રવણ કરવા આવનાર પુરવાસીઓ એકઠા થઇ ગયા હતા. અને દરરોજના વખત કરતાં આજે કથાને ઘણીવાર થએલી જોઇ માંહોમાંહી તેનું કારણ શું હશે, તે શોધવા લાગ્યા. સ્વામિ રામાનંદ તો આવીને આડો પડદો નાંખી પોતાના ઠાકોરમંદિરની સેવા કરવા મંડી પડયા. ઠાકોરજીને ચડાવવાનો ફુલનો હાર, સાંકડો હોવાથી, ભગવાનના ગળામાં આવી શકતો ન હતો; અને જો પરાણે ઠાકોરજીના ગળામાં હાર પહેરાવે તો ઠાકોરજીના માથાપરનો મુકુટ પડી જાય તેવી તેમને ધારતી લાગતી હતી. રામાનંદ સ્વામિ જેથી ભગવાનના ગળામાં હાર કેવી રીતે આરોપવો, તેનો વિચાર કરતા ઠાકોરજી સમીપ ઉભા રહ્યા હતા. દરરોજ કરતાં કથાને વાર ઘણી લાગી હતી, અને ઠાકોર સેવામાં પણ ઉપરના કારણને લીધે, વાર થવા માંડી; તે જોઇ લોકો ઘણું અકળાયા. અને કહેવા લાગ્યા કે સ્વામીજી, આજતો હદ કરતાં વધારે સેવાને વાર લાગી, અને દર્શન ન થયાં. માટે કૃપા કરી જલ્દી પાર લાવો. આ પ્રમાણે લોકોને અકળાયલા જોઇ પગથીઆ ઉપરથી, આપણા પ્રેમી કબીરદાસે ઘાંટો પાડી કહ્યું કે "સ્વામીજી હાર છોટા હૈ, જીસ્સે આપ સંકોચ કરતે હો, ઔર કભી પુષ્પમાલા રામજીકે ગલેમેં આરોપનેસેં તો રામજીકા મુકટ ગિરજાનેકા આપકો ભય લગતા હૈ; જીસ્સે ઠાડે રહે હો, તો યે આપકા બાલકા કબીરેકી અરજ હૈ, કે પુષ્પમાલા ચ્હાય જીતની છોટી હો, પરંતુ ઉસકો બીચમેસે તોડકે, કભી રામજીકે ગલે, આરોપોગે તો નિસંશય પ્હેના સકોગે" આ પ્રમાણે કબીરદાસે પડદામાહેની વાત જાણી લેઈ, તેનો સ્વામિને ખુલાસો કરી આપ્યો. જેથી સ્વામિએ તે પ્રમાણે ઠાકોરજીને હાર પ્હેરાવી દીધો; અને આરતી વીગેરે કરી પડદામાંથી બાહેર આવી બધા પુરવાસી

ઓની વચ્ચે કબીરદાસને કહેવા લાગ્યા કે "બેટા કબીરા નહીં નહીં તું સર્વજ્ઞ સિદ્ધ પુરૂષ હૈ, ઐસા આજ હમકો નિશ્ચય હુવા. લોક ચ્હાયવો કહે પરંતુ હમને તુજકો હમારા પરમ પ્રિય બાલકા બનાયા." આવી રીતના સ્વામિના વચન સંભળી, પુરવાસીઓ એકદમ ચોકી ઉઠી, સ્વામિને કહેવા લાગ્યા કે, અરે સ્વામિ કબીરતો મ્લેચ્છ છે, અને તેને આપે ઉપદેશ આપી શિષ્ય બનાવ્યો, એ કંઇ ઠીક ન કર્યું. એતો આપે ધર્મ વિરૂદ્ધ પગલું ભર્યું. લોકોમાં ખોટું કહેવાશે અને મ્લેચ્છને ઉપદેશ આપ્યો તેથી, અને કબીરે મ્લેચ્છ થઇ હિંદુધર્મ સ્વીકાર્યો તેથી, તમારા બંનેની હાંસી થશે. પછી આપ જ્ઞાની યોગિંદ્ર પુરૂષ છો એટલે આપને અમારે વીશેષ કહેવું ઘટતું નથી. કારણકે આપ મોટાછો; આ પ્રકારના વચનો, પુરજનો જે કથા શ્રવણ કરવા આવેલા છે તે સ્વામિને કહી રહ્યા છે; એટલામાં કાશીરાજા શીલનિધી ની સ્વારી નિત્યનીયમ પ્રમાણે ગુરૂઆશ્રમે કથાશ્રવણ કરવા અર્થે પધારી, અને સૌ પોતપોતાના સ્થાને વિવેક સહીત બેસી ગયા; અને રામાનંદ સ્વામિ પણ કથા કહેવાને પોતાને આસને બીરાજ્યા. રાજા શિલનિધીને પણ રામાનંદ સ્વામિએ કબીરને શિષ્ય બનાવ્યા, તે વાતની ખબર પડી હતી; જેથી રાજાએ પણ, લોકોની પેઠે સ્વામિજીને વિવેક સહીત ઠપકો દેવા માંડયો; પણ રાજા પોતે સ્વામિજીનો શિષ્ય હતો, જેથી વધારે બોલી ન શકયો. આ સઘળાનું કહેવું બધું સાંભળી લેઇ, પછી રામાનંદ સ્વામિ, સર્વના સમાધાન અર્થે, પ્રત્યુત્તરમાં નીચે પ્રમાણે, સર્વને કહેવા લાગ્યા. "મહાશયો કબીર મ્લેચ્છ નહી હૈ, પરંતુ એક સાંકેતિક લિલા વિગ્રહ રામજીકી ઇચ્છાસેં પ્રકટ હુવા તનુ હૈ. વો પુરૂષ હૈ સો, હિંદુ મુસલમાન દોનોકો સમાન હૈ તુમ અંતઃકરણસહ

અજ્ઞાન આવરણસે મનકે ધર્મોકા સ્વયં આત્મામે નીરોપણ કરતે હોઔર હમ અંતઃકરણસે રહીત હોકે જ્ઞાનકી પ્રાપ્તિ કરકે મનકે ધર્મોકા ત્યાગ કરકે, સર્વત્ર અપને આત્મસ્વરૂપમેહી નિમગ્ન રહેતે હૈ.

**શિલનિધી**—પરંતુ ગુરૂદેવ ધર્મ જેવી બાબત એકસરખાને લાગુ પડવી જોઈએ, તેને બદલે દરેક ધર્મમાં એક બીજાનું ઉલટાપણું જોવામાં આવે છે, તેનું શું કારણ હશે ?

**૧ લો પુરવાસી**—નૃપેશનું કહેવું સત્ય છે, મહારાજ; કારણ કે વૈશ્નવો વાવ કુવા તળાવ આદિ બાંધવામાં પરમાર્થ સમજે છે, ત્યારે જૈન તે કામમાં હિંસા ગણી બેઠા છે. આપણે હિંદુઓ શિખા રાખીએ છીએ ત્યારે મુસલમાનો ચોટલી કાઢી નાખી, માથું બોડું અને દાઢી રાખવામાં ધર્મ સમજે છે જ્યારે આપણે પૂર્વ તરફ બેસી પ્રભુને ભજીએ છીએ ત્યારે તેઓ પશ્ચિમ તરફ બેસે છે. આપણે અંગરખે બોરીયું જ્યારે જમણી તરફ હોય છે, ત્યારે તેમને ડાબી તરફ હોય છે. આપણે જ્યારે કપાળ ઉપરથી પ્રથમ હાથ ફેરવીને મોઢું ધોઇએ છીએ, ત્યારે તેઓ દાઢી નીચેથી હાથ ફેરવી ધુએ છે. આપણે જ્યારે આકાશ તરફ મ્હોં રાખી ધ્યાન ધરીએ છીએ, ત્યારે તેઓ જમીન તરફ મોં રાખે છે. વૈશ્નવો ઉભું તિલક કરે છે ત્યારે શૈવિઓ આડું ત્રિપુંડ કરે છે અને સ્વામિનારાયણના પંથના, પ્રણામી પંથના વીગેરે અનેક પંથના સાધુઓ વળી પોતપોતાનું જુદુંજ તિલક કરે છે. આવા મતભેદો પડી ગયા છે. તે શું ?

**રામાનંદ**—મહાશયો, સબ વર્ણુકા સામાન્ય ધર્મો તો કેવલ સમાન હૈ. જૈસે, આંખકા ધર્મ દેખને કાહૈ. કાનકા શ્રવન કરનેકા હૈ. નાસિકાકા સુવાસ લેનેકા હૈ. અગ્નિકા પ્રજાલનેકા ધર્મ હૈ ચ્હાય ફિર હિંદુ યા મુસલમાન, અંગ્રેઝ યા પારસી કર્યો ન હો. સોમલ, ધતુરા, અફીણુ સર્પ આદી વીષકો પ્રકટ કરેકે પ્રાન હરનેકા ધર્મ બજાતે હૈ. ઔર જો વિશેષ ધર્મોકા મતભેદ તુમ કહતે હો વો તો અપની અપની વૃત્તિ ઔર અનુકુળતા અનુસાર સર્વને રચ દીયા હૈ. પરમ જ્ઞાની મનુષ્યકા નિશ્ચય દુસરા હોતા હૈ.

**શીલનિધી**—ત્યારે પ્રભુ તે નિશ્ચય અમને સર્વને સમજાવો આજે તેનેજ કથા રૂપે શ્રવણુ કરી અમારા સંશય ખોઇશું.

**બધા પુરવાસીઓ**—હા સ્વામી અમારો પણુ તે વીષે સ વિનય આગ્રહ છે.

**રામાનંદ**—અચ્છા જબ અધ્યાત્મ રામાયણુ મેં, શ્રી વસિષ્ઠ મુનીને ભગવાન રામચંદ્રજીકો જો જ્ઞાનિકા નિશ્ચય પ્રતિપાદન કરકે સમજાયા હૈ, વો તુમારે સમક્ષ નિવેદન કરતા હું, સો ધ્યાન દેકે શ્રવન કરના ?

મહાશયો ! જ્ઞાનિકે નીશ્ચયકે ચાર પ્રકાર હૈ. પ્રથમ પ્રકારમેં જ્ઞાની યે નિશ્ચય કરતા હૈ કી મેં અથસે તે ઇતિ તક માતપીતાકા બનાયા હુવા હું પરંતુ વો ઉસકા નિશ્ચય અસત્ય હૈ, જીસ્સે બંધનકારક હૈ. દુસરા નીશ્ચય યે હૈ કે દેહ ઇંદ્રી આદી સર્વ પદાર્થોસે મેં ન્યારાહું. ઔર સુક્ષ્મ મેં-ભી સુક્ષ્મ સ્વરૂપ હું યે નિશ્ચય મોક્ષ કારક હૈ. કર્યો કે જીવ સ્વરૂપકો સ્પષ્ટ કર દેતા હૈ. તીસરા પ્રકારકા યે નિશ્ચય હૈ

કે, મેંહી અનંત પદાર્થોસે ભરા હુવા જગતસ્વરૂપ અવિનાસી આત્મા હું. ઐભી નિશ્ચય અત્યંત મોક્ષકારક હૈ. કયોં કે, યે નિશ્ચય શરીર કે વીશે આત્માકી ભ્રાંતિકા નાંશ કરને વાલા, ઓર આત્માકા વ્યાપકત્વકો સિદ્ધ કરાનેવાલા હૈ ઔર ચોથા નિશ્ચય યે હૈ, કી યે દેહાદિક ઔર જગત તિન કાલ મેં હૈભી નહી, થેભી નહીં, ઓર હોને વાલેભી નહીં ઔર ઉસ સર્વસે રહીત જો અખંડ સતચિદ ઓર આનંદ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા હૈ, વો મેં હું. યે નિશ્ચય કેવલ વાસ્તવિક કહા જાતા હૈ કયોં કે યે નિશ્ચય સર્વ દસ્યવા અદસ્ય પદાર્થોકા પ્રતિબંધક હેતુ હૈ. ઓર અપના વાસ્તવિક ચૈતન્ય સ્વરૂપ કો પ્રકટ કરકે સાક્ષાકાર કરાતા હૈ. ઝીસલિયે વસિષ્ઠ મુનિ કહને હૈ કે, હે રામજી ઇસ ચાર પ્રકાર કે નિશ્ચયોમેં પેહેલે પ્રકારકા નિશ્ચય. મલિન ભાવના પ્રકટકરને વાલ મનુષ્યકો બંધનરૂપ હૈ-બાકી કે તીન પ્રકારકે નિશ્ચય માત્ર જીવનમુકત પુરૂષોકે અંદર પ્રકટ હોતે હૈ. હે રામજી યે બિશ્વ જો હૈ. સો મેં હું, ઇસ પ્રકારકા જો તિસરા નિશ્ચય કહા વો જીસને સ્વિકાર લિયા, ઉસકી બુદ્ધિ કભીભી ચલાયમાન હોકે ખેદકો પ્રાપ્ત ન હોતી હૈ. ઉપર, નીચે, સર્વત્ર આત્મ સ્વરૂપ માત્ર વ્યાપ્ત હૈ, ઐસા નિશ્ચય જીસકોં હોતા હૈ, ઉસકો કોઈ પ્રકારકા બંધન લગતા નહી હૈ. ચોથે પ્રકારકે નિશ્ચયમેં કેવલ પરંતત્વ રહેતા હૈ, જીસકો ભિન્ન ભિન્ન વાદીઓને શૂન્ય, પ્રકૃતિ, માયા, બ્રહ્મ, વિજ્ઞાન, શિવ, પુરૂષ, ઇશાન નિત્યનિરામયઆત્મા, પરમાત્મા, રામ, રહેમાન, આદિ અનેક નામ અભિધાન કીયે હૈ. પરંતુ દ્વંદ વસ્તુ હૈ નહીં ઔર સબ જગત, સમુ સર્વત્ર નિર્દ્વંદ, નિષ્કેવલ, બ્રહ્મમય ભરપુર હૈ. ઐસા નિશ્ચય જીસકો હોતાહૈ ઉસકો ભ્રાંતિ ફિર

કભી હોતી નહીં હૈ. ઔર સર્વત્ર બ્રહ્મ વિલાસ દેખતા હૈ પ્રત્યેક દૃશ્ય પદાર્થ ઔર યે દૃશ્ય જગત ઔર યે માયા જો પ્રત્યક્ષ હો રહી હૈ, વો સર્વ પુર્ણબ્રહ્મકે સાક્ષાત્કાર હુવે પશ્ચાત, મિટ જાતે હૈ. સૂર્ય ચંદ્ર આદિ સર્વકા પ્રકાશક વો સર્વજ્ઞ, સાક્ષીભૂત કુટસ્થ બ્રહ્મતત્વ હૈ. વોહી મેહુ, આપહો, ઔર યે બાલ કબીરાભી હૈ, ઐસા જાન લેના. કોઇ ભી ભિન્ન નહીં હૈ પરંતુ સર્વ વાસ્તવિક ચિદાનંદરૂપ હો ઐસા નિશ્ચય કરકે માન લેના. ચલો અબ મહાશયો, ઠાકુરકી ભોગ સામગ્રીકા વખ્ત હુવા, જીસ્સે બિબેચન બંદ હોતા હૈ.

આ પ્રમાણે રામાનંદ સ્વામિએ ઉપદેશ બંધ કરી ઉઠવાની તૈયારી કરી; અને શ્રવણ કરનારાઓ પણ આ ઉપદેશને સત્યમાની સ્વામિએ કર્યું હશે, તે સત્યજ હશે એમ સમજી, સાષ્ટાંગ કરી એક પછી એક વિદાય થયા. કાશીનો રાજા શિલનીધી પણ મનમાં વિરામ પામ્યો. અને તેની સ્વારી પણ સિધાવી ગઈ. આપણા કબીરદાસ પણ કથા શ્રવણ કરી પરવાર્યા અને ઘેર જવાની સ્વામિ પાસે આજ્ઞા લેવા ગયા. પણ તે દિવસે તેમણે ઉપદેશ લીધેલો હોવાથી સ્વામિએ તેમને જવા ન દીધા. આથી કબીરદાસ ગુરૂ આશ્રમેજ રહ્યા. અને સર્વે નાગરવાસિઓ વેરાઇ ગયા. બપોરનો અમલ થવા આવ્યો. એટલે રાજભોગની સામગ્રી તૈયાર થઇ, અને ઠાકોરજીને થાળ ધરાવીને રામાનંદ સ્વામિ, કેટલાક અતિથી સાધુઓને લેઈ, તથા પોતાના શિષ્ય કબીરદાસને પણ યોગ્યસ્થળે બેસારી, ભોજન કરવા બેઠા. કાશીનો રાજા, સ્વામિનો શિષ્ય હોવાથી દરરોજ ઠાકોરમંદીરમાં છપનભોગની સામગ્રી તૈયાર કરાવી, થાળ ધરાવ્યા પછી, અને સ્વામિએ પ્રસાદ લીધા પછી, પોતે, પોતાને ત્યાં જમવા બેસતો હતો. શ્રી રામજી.

ની થાળ પુરણ થઈ અને સંતસાધુઓ સહીત સ્વામિ પ્રસાદ લેઇ, પરવારયા. દરરોજ સ્વામિ પરસાદ લઈ રહેતા કે સત્વર એક તોપનો અવાજ થતો કે જે ઉપરથી રાજા, પોતાને પ્રસાદ લેવાની વખત થઇ, એમ સત્વર જાણી લેતો હતો. ઘણા ખરા રાજભકત અને ઇ. શ્વરભક્ત પુરવાસિઓ આ તોપ પડ્યા પછીજ પ્રસાદ લેતા. કબીરદાસે પુર્ણપ્રેમથી ગુરૂપ્રસાદ લીધો. અને બીજે દીવસે ગુરૂદ્વારામાં પોતાના તરફથી થાળ કરવાનું સ્વામિજી પાસે માગી લીધું. સ્વામિજી વિશુદ્ધ પ્રેમને અતિશય આધીન હતા, જેથી કબીરદાસની થાળ સ્વિકારી. કબીરદાસ જો કે તન મન ગુરૂનેજ અરપી બેઠા હતા. પણ જે કંઇ અત્યારે સંત સાધુઓને ખવરાવતાં કરતાં પોતાની પાસે થોડુંક ધન રહ્યું હતું, તે સઘળું થાળમાંજ ખરચી નાંખવાનો, તેમણે મન સાથે નિશ્ચય કર્યો હતો. ઠાકોરજીની ભોગસામગ્રી સ્વામિના આશ્રમે લવરાવવાની, તજવીજ કરવાને,સ્વામિ પાસેથી આજ્ઞા માગી, પોતાને ઘેર આવ્યા: અને જેટલું ધન પોતાની પાસે હતું, તે તમામ લાહી લોહીને ઘરમાંથી લેઈ, સામગ્રી એકઠી કરવાને ઇરાદે શહેર તરફ સિધાવ્યા. આ પ્રમાણે આપણા વિશુદ્ધ પ્રેમી કબીરદાસે સોળ વરસની વયે તન મન તથા ધન ત્રણે ગુરૂને અર્પણ કરી, પોતે સઘળી ઉપાધીથી દુર થયા હતા.

હવે રામાનંદ સ્વામિ પોતાના આશ્રમમાં બેઠા વિચાર કરે છે કે, કબીરાની થાળ આવતી કાલે ઠાકોરજી એ સ્વીકારી તો ખરી પણ રાજાને અપવાસ પડશે, કારણ કે રાજા પોતાની થાળ, ઠાકોરજીને ધરાવ્યા વગર જમશે નહીં. અને રાજા જમશે નહીં, એટલે તેની નવસોનેનવાણું રાણીઓ પણ જમશે નહીં, અને એમ સહસ્ત્ર જીવ ભુખ્યા રેહેશેને

તેમનો નિશ્વાસ પડશે. કહેતાં શું હા કહેવાઇ ગઇ, પણ ઉપર પ્રમાણે તેમના હૃદયમાં ખેદ થવા લાગ્યો, વળી એમ વિચારે છે કે, લાવ રાજા પાસે આજ રાત્રીએ જઈ આ વાતની તેને ખબર કરૂં; જોઇએ કાંઈ ખુલાસો કરે છે. પ્રકારના સંકલ્પ વિકલ્પ પોતાના મન સાથે કરે છે, એટલામાં સાયંકાળની સ્નાનધ્યાનાદિક ક્રીયાનો સમય થવા આવ્યો, જેથી રાત્રીએ રાજાને મળી સર્વ રીતે ખુલાસો કરવાનો મન સાથે નિશ્ચય કરી, પોતે નિત્ય નિયમના કાર્યો કરવામાં ગુથાયા, અને પુરવાસીઓના ટોળેટાળાં સાયંકાળના દર્શન અર્થે તથા ઠાકોરજીની આરતી નિમિતે એક પછી એક આવવા લાગ્યા અને આપણા કબીરદાસને તો રામ નામ શીવાય બીજુ ભાનજ ન હતું.

## ગાયન. ૪

રામ નામ સાચુ ભાઇ રામ નામ સાચુ.

રામજીનું નામ જો ન લીધુ
રહેશે મ્હોળું અંતે કાચું—રામ
મિથ્યા માયા મમતા ત્યાગી,
શ્રી હરિ ભજે સહ ભાગી,
ગુરૂજીની તાળી જેને લાગી,
ધન્ય તેને ચર્ણે રાચું—રામ

---

# પ્રકરણ ૩ જું.

## ગુરૂ આશ્રમમાં કબીરની થાળ અને કાશી રાજાની કબીરમાં શ્રધ્ધા.

**સત્ય પુરૂષ સત્ય રહે, સાક્ષી સુરજ સત્ય.**
**સાચે આંચ ન આવતી, તરે કદીન અસત્ય.**

પ્રિય બંધુ ! આપણા પ્રેમી કબીરદાસ ઘરમાંથી હતું તેટલું નાણું બધુ સમેટી લેઇ સામગ્રી લેવા અર્થે બપોરના ગએલા તે હજુ ગુરૂઆશ્રમે આવ્યાજ નોહોતા. તેનું કારણ એમ બન્યું કે રસ્તામાં જતાં કોઈ એક વૃદ્ધ આહીરના પ્રેમને લીધે, તેને ત્યાં મંડળીમાં ભજન ગાવાજ મંડી પડયા હતા. પ્રભુના ભજન પ્રત્યેના પ્રેમના આવેશમાને આવેશમાં થાળ માટે સામગ્રી લેવાની, તે તેને ઠેકાણે રહી હતી. તથા પૈસા પણ તેમની કફનીના ગજવામાં હજી એમને એમ પડયા હતા, ઉપરા ઉપરી નિર્ગુણી વાણી ગાતે ગાતે રાત્રીનો પ્રથમ પ્રહર વીતવા આવ્યા પણ સમય તરફ તેમનું લક્ષ જતું નહીં હતું. અને વૃદ્ધ આહીરને ત્યાં પ્રભુ ભજનનો આનંદ વર્ત્તાતો હોવાથી તેમને તે ભજન મંડળીમાંનું કોઇ એમ પણ સુચવતુ નહી હતું કે ભગત સમય ઘણો વિત્યો છે; આપ થાકયા હશો માટે બંદ કરો. રામાનંદ સ્વામિએ નિત્ય નીયમ પ્રમાણે આશ્રમે કબીરદાસની રાહ જોઈ હતી; પણ જ્યારે કબીરદાસ આશ્રમે નાજ આવ્યા ત્યારે છેવટે થાકીને, કાશી રાજાને સંકેત પ્રમાણે મળવા સારૂ રાજ મેહેલ તરફ જવા નીકળ્યા. આ વખતે ઉન્હાળાના દિવસો હતા. કાશી નગર વાસિઓ પોતાના આંગણે પાણી છાંટી સુવાસિત પુષ્પો સહીત કોઇ નીચે તો કોઈ ઝરૂખામાં, કોઇ બારી પાસે તો કોઇ અગાસીમાં પડેલા હતા. મંદ મંદ પવ-

નની ઠંડી લ્હેરો આવ્યા કરતી હતી. દેવ દેવળોમાં ભજનો કિર્ત્તનો થયા કરતા હતા. તાન ટપ્પાઓ ઢોલક સાથે કોઇ કોઇ જગોએ ચાલ્યા કરતા હતા. ગંગાના નિરરૂપી આભુષણને જટામાં ધારણ કરનારા, અર્ધાંગમાં મહામાયા ઉમીયાજીને રાખનારા, ચંદ્રમાને પોતાના લલાટવીષે ધારણ કરનારા, ભાલમાં લાલ બિંદી અને ત્રિજા નેત્રમાં અગ્નિને રાખનારા, હાથમાં સર્પ રૂપી કડાં અને કંઠમાં મુંડમાલ રૂપી હારને પેહેરીને કરવીશે ત્રીશૂળ અને પીનાક ધનુષ્યને સજનારા, ડાક ડમરૂના અવાજ સાથે અનેક બ્રહ્માંડને જીતનારા, ભુત પ્રેતાદીને રમાડનારા, હસ્તિના આળા થઈ ગયેલા ચર્મનું વસ્ત્ર પ્હેરનારા, કેશરીસિંહના ચર્મનું આસન કરનારા, વિભુતિને ધારણ કરનારા, યોગીના ધ્યાનમાં પ્રાણુનેદ ઢાવનારા, દેવ દાનવ પર્વત વોગેરેથી નિત્ય પુજ્ય અને ભકતોના સર્વ દુઃખોનો નાશ કરનારા અને મન્વાન્છીત કામના પુર્ણ કરનારા, એવા શ્રીકાશીવિશ્વનાથમહાદેવના દેવળ આગળ આવી પોહોચ્યા. દેવળની અંદર આખી રાત્રિ આવ જા થયા કરતી હતી, તથા પોહોરે પોહોરે દેવડી ઉપર ચોઘડીઆં વાગ્યા કરતાં હતા. સ્વામી પુર્ણ સમદષ્ટિવાળા હોવાથી રામ અને શિવમાં બિલકુલ ભેદ ગણુતા ન હતા. જેથી શંકરના દર્શન કરવા ગયા. દર્શન કરીને શ્રી કાશી વિશ્વનાથના દેવળમાંથી નીકળે છે કે રાજાનો ખાનગી મંત્રી દર્શન નિમીતે આવતો હતો. તે સામો મળ્યો. તેને જોઇ ઉભો રાખી પ્રશ્ન કર્યો કે રાજા શું કરે છે અને ક્યાં છે. મંત્રીએ વીવેકથી ઉત્તર આપ્યો કે મહારાજા રાણીવાસમાં પધાર્યા અને હું પરવારી દર્શન કરી ઘેર જાઉંછું. સ્વામિએ કહ્યું. હવે રાજાજીનો મેળાપ થવાનો કે નહીં ? મંત્રીએ ઉત્તર દીધો અગત્યના પ્રસંગ સીવાય તેઓ કદી મળતા

નથી; આપને મળે તો કોણ જાણે. આ પ્રમાણે વાતચિત કરી રામાનંદ સ્વામિ રાજમેહેલના રસ્તા તરફ ચાલતા થયા. અને મંત્રી દરશન કરીને તેને ઘેર ગયો. રામાનંદ સ્વામિ થોડેક દુર ગયા નહીં, એટલામાં કબીરદાસના જેવો અવાજ કાને પડ્યો. કે તરતજ ત્યાં ઉભા રહ્યા, અને આસપાસ ચોતરફ કાન અને દૃષ્ટિને સ્થિર કરી જુએ છે તો, તેજ રસ્તાપર આવેલી કોઇ એક નાની સુંદર ઝુંપડીમાં, કરતાલ, મંજીરા તથા એક તારાની સાથે, કબીરદાસ ભજનની રણઝીક મચાવતા માલમ પડયા; નાદબ્રહ્મના એકતારમાં ઉંચે નીચે દૃષ્ટિ ફેરવ્યા વગર નીચું માથું રાખી ભજનની લહે, સાથે કબીરદાસ, આ ઘડીએ ધુણ્યાજ કરતા હતા. રામાનંદ સ્વામિ અત્યારે કબીરદાસનું સ્વરૂપ જોઇને, અને તેમના મુખમાંથી નીકળતી અલોકિક નિર્ગુણી વાણી શ્રવણ કરી, ત્યાંને ત્યાં ઠરી ગયા. અને ઝુંપડીની બાહેર સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. ઝુંપડીની અંદર મંડળીની મધ્યસ્થ પીતળની દીવીમાં એક દીવો બળતો હતો; જેથી બારણાની વચમાં થઇને છેક આંગણા સુધી પ્રકાશ આવતો હતો. ઝુંપડીના દ્વારની બન્ને બાજુએ નાના સુંદર ઓટલાઓ હતા. જ્યાં અંધારૂં પડયું હતું. તેથી રામાનંદ સ્વામિને ચુપચુપ બેસી, કબીરદાસના ભજન સાંભળવાની આ વખતે ઘણી રમુજ પડી હતી. આ વખતે રાત્રિના મધ્યચોઘડીઆ વાગવાને માત્ર ઘડીએઘડીનીજ વાર હતી. કબીરદાસ એક પછી એક શીઘ્રકવિની પેડે ભજનો બનાવી બનાવી ગાતા હતા. થોડીવાર થઇ એટલે, તે વૃદ્ધ આહીરે ગાયનું કઢેલું દુધ સર્વને પાવા અર્થે મંડળી આગળ આણ્યું; અને કાશીના ભરત કામ કરેલા પીતળના શુદ્ધ પાત્રોમાં, ભરી ભરી દરેકની સમીપ, એકેક પાત્ર ગોઠવી દીધું. સર્વે ભજનીક એકઠા થએલા સંતસાધુઓ ભજન બંધ

રાખી દુધ પીવા બેઠા. આપણા કબીરદાસના સમીપ દુધ આવ્યું કે તરતજ, ભજન બંધ રાખી દુધ પીવાનું તેમને કહેવામાં આવતાં રામજીની થાળ માટે લાવવાની સામગ્રીનું સ્મરણ થયું; જેથી તે દુધ ત્યાંનું ત્યાં પડતું મુકી, કાશીના બજારની દુકાનો બંધ થઇ જશે, અને પછી કશું નહીં મળી શકે, એવી ચિંતાથી ત્યાંથી એકદમ ઉઠી ચાલતા થયા. સ્વામિજી પણ ઠપકો દેશે એમ તેમના મનને થઈ આવ્યું હતું. જેથી કોઇનો આગ્રહ માન્યા વગર, સન્મુખ મોઢે તેમણે બજાર તરફ ચાલવા માંડયું. થોડેક દુર ગયા એટલે રામાનંદ સ્વામિએ તેમને હાંક મારી પાછા ફરવાને કહ્યું. સ્વામિનો અવાજ કાને પડતાં એકદમ પાછા ફરી સ્વામિજી પાસે આવી સપ્રેમ વીનયથી સાષ્ટાંગ કરી ઉભા રહ્યા.

**રામાનંદ**—કયોં બચ્ચા ઇતની દેરસે યહાં ભજન કરતે બૈઠ રહેહો ઔર હમારે રામજીકો રાજ ભોગકી સામગ્રી લે કે અભી આતા હું એસા બિશ્વાસ દે ગયેથે.વાહ તુમારી દેહકા તુમકો જબ ભાન નહી ફિર દુસરા કહાં સે હોવે રામજી રામ રામ રામ.

**કબીરદાસ**—સ્વામિજી યે બાલકેકો સદગુરૂકા ભજન સિવા દુસરા કોઈ ન ભાતા હૈ વારંવાર ચરન ન મેં રહનેકેલિયે જી લુભાતા હૈ. પરંતુ વખ્ત બ્હોત હોગયાહૈ અબ બજાર મેં સામગ્રી બેચને વાલેકી દુકાન ખુલ્લી ન હોગી. ગુરૂ મહારાજ અબયે ગુલામકો ક્ષમા કરકે કુચ્છ રસ્તા બતાઓ.

**રામાનંદ**—અરે બેટા સામગ્રી તો ચાહીયે ઉતની મિલ સકેગી, પરંતુ પ્રથમ કાશીરાજાકો મિલકે અભી· એક ખુલાસા કરનેકી ·કેવલ આવસ્યકતા હૈ જીસ્સે હમ રાજાકે પાસ ઇતની રાત્રિકું જાતે હૈ

ચલો તુમકોભી લે જાતે હે.

**કબીરદાસ**—ગુરૂ મહારાજ કયા ખુલાસા ચ્હાતે હો ?

**રામાનંદ**—ખુલાસા યે ચ્હાતેહૈ કે હમેશાં અપને દ્વારે મેં ઠાકુરજીકો રાજાકી થાલ ચઢતી હે. થાલ રામજીને આરોગલિકે એક તોપ હમેશાં દુપ્હારકો પડતી હે; પશ્ચાત્ત રાજા પ્રસાદ લેતા હે. ઐાર બ્હોતસી પ્રજાભી તબ ભોજન પાતી હે. કલ તુમ્હારી થાલ હોવે ઐાર રાજાકી ન હોવ તો, રાજાકો અપવાસ કરના પડે, ઓર રાજા જબ અપવાસી રહે, તબ ઉસકી નવસો ઐાર નબ્બાનું રાનીયે ભુંખી મર જાય, ઐાર વો સબકા અપનેકો પ્રાશ્ચિત લગે જીસલિયે કુછન કુછ રાજાકો ખબર દેકે ઉપાય રચાયા જાય, તો નિર્વિઘ્ન તેરી થાલ પુરન હો જાય.

**કબીરદાસ**—સ્વામિજી બ્હોત અચ્છા, ચલીયે જબ રાજાકો આપ ખબર દેવે, ઐાર વો જો યુક્તિ દિખા દેવે વો અપને સહી કર લેવે. ફિર અપના કુછ દોષ હૈ ? મેરે રામજી જીસકી થાલ કબુલ કરેંગે, ઉસકી સહી હોગી. અપને વૃથા ચિંતા કયોં કરે. પ્યારે રામજીકા કામ રામજી કરેંગે,

**રામનંદ**—અચ્છા ચલો જબ મેહેલમેં જાકે રાજાકો મિલકે ખુલાસા કરલે.

આ પ્રમાણે ગુરૂ શિષ્ય બંન્નેએ રાજ્યમેહેલ તરફ ચાલવા માંડયું. રાજમેહેલ નગરમાં સર્વથી ઉંચો, અને ઘણા વિસ્તાર વાળો હતો. આસપાસ ફરતા તેને સાત કોટ હતા, અને તે પ્રત્યકેને એક એકદરવાજો અને એક એક દેવડી હતી.

એમ સાત દરવાજા અને સાત દેવડીઓ પસાર કર્યા પછી, રાજમેહેલમાં પ્રવેશ થઈ શકતો હતો તે મહેલમાંહે છેક આધી ત્રણ ચોકીઓ વટાવીને જનાનખાનામાં જવાતું હતું. બળવાન અને ભયંકર દેખાવના પ્હેરેગીરો કાયમ હથીઆર બંદ આ સર્વ ચોકીઓ ઉપર, સચેત પણે રેહેતા હતા. મહેલની અંદર દશે દીશાએ દ્વારો, સેંકડો ખંડો, અને ઓરડાઓની સંગે મરમર અને આરસની ભીંતો, મેઘની શુભ ઘંટાની પેઠે આવી રહી હતી. મેહેલની મધ્યમાં એક મોટા વિસ્તારવાળો ચોક હતો. અને તેમાં ઘણી જાતના સુંદર ચિત્રોવાળી ચાંદની બાંધેલી હતી. મલયાગીરી ચંદનની બારસાખોવાળા કમાડો, અને તે પ્રત્યેકના ઉપર શીતળ અને સુવાસિત ખસના વાળાઓની ત્રટ્ટીઓ બાંધેલીહતી. આખો મેહેલ સુવાસથી મ્હેકી રહ્યો હતો. સોનારૂપાની દીવાલગીરીઓ, ઝુકી રહી હતી. દરેક ખંડમાં સુવર્ણની વિશાળ પાટો, અને રત્ન જડીત્ર સિંહાસનો બેસવા માટે ગોઠવી રાખેલાં હતા. બારણે બારણે હાંડીઓ, ઝુમરો, દીવાલગીરીઓ અને કાંગરાની કીનારો ઉપર હજારો હારબંધ ગ્લાસો સળગી રહ્યા હતા. તેથી આ રાજમેહેલ ઇંદ્રભુવન હોય તેવું લાગતું હતું. સ્વામિજી રાજાના સદગુરૂ હોવાથી, પોતાના શિષ્ય કબીરદાસને લેઇ, સાતે દરવાજા અને સાતે દેવડીઓ પસાર કરી. આ અલોકિક રાજ મેહેલના દ્વાર આગળ આવી દ્વારપાળને કહ્યું, કે રાજાને જગાડીને કહો કે જરૂરના પ્રસંગે રામાનંદ સ્વામિ તથા તેમના શીષ્ય કબીરદાસ તમને મળવા માગે છે. દ્વારપાળે પેહેલી ચોકીને આ પ્રમાણે ખબર આપી, એટલે પેહેલી વાળાએ બીજીને, બીજી વાળાએ ત્રીજીને, એમ કરતેકરતે રાણીવાસમાં ઠેઠ ખબર પ્હેચાડવામાં આવી. ખબર પોહોચતાં રાજા જાગી ઉઠયો, અને સ્વામિજી

નું અને કબીરદાસનું નામ સાંભળતાં તેમને બંન્નેને જનાનખાનામાં પોતે જ્યાં બેઠો હતો ત્યાં લેઈ આવવાનો હજુરીને હુકમ કર્યો. જનાનખાનામાં અત:પરનો કદી પ્રવેશ થતો નહી, અને આજે રાજાએ આ બન્ને ગુરૂશિષ્યને અંદર બોલાવ્યા, તેથી તેમાં કંઈ ભેદ હોવો જોઇએ, એમ સ્વામિજીને કબીરદાસને અને બધા ચોકીદારોને લાગ્યું. પણ રાજાને પુછવાને કોઈ હીમત ધરી શકે તેમ નહતું. એક ચોકીએથી બીજીએ અને બીજીથી ત્રીજીએ એમ કરતે કરતે ખબર આવી પોહોચી કે હજુર બંન્નેને જનાનખાનાની અંદર બોલાવે છે; રામાનંદ સ્વામિએ પાછું કહેવરાવ્યું કે સ્વામિજી કોઇપણ સ્રીજાતનું મ્હોડું જોતા નથી; તેથી તેઓ અંદર આવી શકશે નહી. માટે બીજે સ્થળે કહો ત્યાં મળે, અથવા તો ત્યાં કોઇપણ સ્રીનું મ્હોડું ન દેખી શકાય તેવો બંદોબસ્ત થાય તો આવે.. આ પ્રમાણે રાજાને તાર પોહોચે તેમ સત્વર પાછા કહાવેલા શબ્દો પોચી ગયા. જેથી સર્વ રાણીઓને મ્હેલની પાછલી બાજુના વિહારમેહેલમાં જતા રહેવાની આજ્ઞા કરી રાજાએ સ્વામિજીને સમાચાર કહાવ્યા કે આપની આજ્ઞાનુસાર બંદોબસ્ત કરી દીધો છે માટે નિશંક થઇ પધારો સ્વામિજીને ખબર પ્હોચતા કબીરદાસને લેઇ જનાનખાનાની દોઢીમાં પ્રવેશ કરી રાજા જ્યાં બેઠા છે ત્યાં આવી પોહોચ્યા કે તરત રાજા બારણા આગળ સામો ઉઠી લેવા આવ્યો અને પોતાના સદગુરૂનો ઘણાજ પ્રેમ અને વિનયથી સત્કાર કરી રત્ન જડીત્ર આસન ઉપર બેસાર્યા અને તેમની પાસે પોતે નિચે ગલીચા ઉપર બેઠો. આપણા પ્રેમીબીર ભકત પણ સ્વામિને પગલેપગલે ચાલ્યા આવ્યા હતા અને તે પણ સ્વામિજીના ચરણ આગળ બેસી સ્વામીના ચરણ ચાંપી રહ્યા હતા. થોડીવાર થઇ એટલે રાજાએ કહ્યું કે

સ્વામિ આટલી મોડી રાત્રે આ સેવકનું શું કામ પડ્યું ? સ્વામિએ થાળ વીશે સઘળી હકીકત કહી અને તેનો ખુલાસો કરવા માટે રાજાને આજ્ઞા કરી ! રાજાએ થોડી વાર વિચાર કરી પછી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે ભલે કાલે રામજી કબુલ કરે તો કબીરની થાળ કરજો, પણ મારા વિહારમેહેલમાં અત્યારે તેમને મોકલું અને તેઓ ત્યાં મારી નવસે નવાણુંએ રાણીઓના શ્રૃંગાર અને હાવભાવથી મોહ ન પામે; અને નવસે નવાણુંએ રાણીઓની એકત્ર સહીઓ વાળો લેખ લાવી બતાવે કે કબીરદાસ જીતેંદ્રિય મહાત્મા છે તો મારે તેમને કબુલ કરવા, અને પછી તેઓ જે કહેશે તે માનવા જોગ ગણાશે. સ્વામિ બોલ્યા "જબ કયા જનાનખાનેમેં હમકો લાનેકા તેરા યેહી ઉદેશ થા ! હમકો તો કબીરકી સાધુતામેં પુર્ણ બિશ્વાસ હૈ, પરંતુ તુમ્હારેકું નહી હૈ તો ઉસકો એકલેકો અંદર બુલાકે પરીક્ષા કરનીથી. હમારે રામજીકો યે અપવિત્ર ભુવનમેં કાયકો બુલાકે નાહક અપવિત્ર બનાયે? રાજાએ પ્રત્યુત્તરમાં કહ્યું ગુરૂ મહારાજ આપને બારણે બેસારી કબીરદાસ એકલાને બોલાવત તો કબીરદાસ આવત નહીં. અને મારી ધારણા પાર પડત નહીં, માટે આપ કદી મારા આ જનાનખાનાને અપવિત્ર ગણી તેમાં પ્રવેશ કરી થોડીવાર બેસવાથી અપવિત્ર થવાની શંકા લાવતા હો તો ગંગોદકથી સ્નાન કરી નાંખજો. પણ કબીર બરાબર ત્યાગી છે કે નહીં, તેની પરીક્ષા કરવાની આજે મને અમુલ્ય તક મળી છે તો આપને પડેલી તસ્દીની ક્ષમા આપી ગુરૂદેવ જરા કબીરદાસની ખાતરી કરી લેવા દો. કબીરદાસે આ શબ્દો સાંભળતાંજ ધૈર્યથી નિર્ભયપણે રાજાને કહ્યું કે નૃપેંદ્ર પરીક્ષા મેરી ન હોગી મેરે રામજીકી હોગી. યે ગુલામ ક-

બીરા તો સદા નિર્ભય ઔર નિશંક રહેતા હૈ. સ્વામિજી કા શરન ઔર ઇષ્ટમંત્રકા રટનકીહી કેવલ ચિંતા કરતા હૈ સ્વામિજીએ વળી ઉત્તર દેતાં રાજાને કહ્યું કે કબીરા બડા સુદૃઢ યોગિ હૈ ઔર જીતેંદ્રિય પુરૂષ હૈ વો નિશ્ચય કરકે હમ જાનતે હૈ. પરંતુ તુમકો બિશ્વાસ નહીં હૈ તો બેસાશક ઇચ્છાનુસાર પરક્ષિા કર લો! કબીરદાસ તયાર હૈ. આ પ્રમાણે રાજાને સ્વામિએ કહ્યું કે તરત રાજાએ પોતાની સર્વ રાણીઓ ઉપર, એક પત્ર, જેમાં અનેક યુક્તીથી કબીરને ફસાવવા સંબધી હકીકત લખી, પત્રને પરબીડીઆમાં બીડી, કબીરને આપ્યો. અને એક દાસિને બોલાવી તેણીની સાથે વિહાર ભુવનમાં પોતાની રાણીઓને તે પત્ર આપી, તેમનું સમાધાન કરી, શરત પ્રમાણે લેખ લઇ આવવાને કહ્યું; તરતજ રામાનંદ સ્વામિએ કબીરને આજ્ઞા કરી. આજ્ઞા થતાંની સાથે આપણા પ્રેમી કબીરદાસ, પેલા રાજાની દાસી સાથે રાણીઓ જે વિહારમેહેલમાં બેઠી હતી ત્યાં ગયા. વિહારમ્હેલની સન્મુખના સ્ફાટિક અને સુવર્ણથી મઢેલા વિશાળ દિવાનખાનામાં પેસતાંવેંતજ તરત એક રંભા જેવી મનહર ભરયૌવના આવી તેમની પાસેથી પત્ર લેઇ અંદર ચાલી ગઇ. અગાઉથી જાણે પોતાની પરીક્ષા કરવા અર્થે સંકેત કરી મુકયો હોય તેવું કબીરે અનુમાન કર્યું. પણ તેમની લક્ષણાવૃત્તિ સદગુરૂના ચરણમાં અને રામજીના સ્મરણમાં એવી સદૃઢપણે ચોટેલી હતી, કે એવી લાખો અને કરોડો ભરયૌવનાઓ છળવા આવે તોપણ, કોઇ પ્રકારે કદી ભોળવાય તેવા નહીં હતા. આ પ્રમાણે દીવાનખાનામાં પ્રવેશ કરી, પેલો પત્રનો ઉત્તર લેઇ પછી જવું, એવો નિશ્ચય કરી, દ્વારની અંદરની બારસાખ આગળજ કબીરદાસ સ્થિર થઇ ઉભા રહ્યા. તેમને લાવનાર દાસિ

તો દીવાનખાનાના દ્વારમાં તેમને પ્રવેશ કરાવી તરત પોતાના સ્થળે ચાલી ગઇ હતી. જેથી કબીરદાસ અત્યારે એકલા દીવાનખાનામાંજ ઉભા હતા. દીવાનખાનું રાજાના વિહાર મ્હેલનું હતું. અને વિષયી વસ્તુથી ભરપુર હતું; છતાં કબીરદાસ તો મનમાં પોતાના ઇષ્ટમંત્રના જપ કરતેકરતે સર્વ વસ્તુમાં પોતાના ઈષ્ટરૂપ સદ્‌ગુરૂનેજ જોવાની ટેવ વાળા હતા. તેથી આનંદથી ઇષ્ટાભિમુખવૃત્તિ રાખી હસમુખે ચ્હેરે આમતેમ દીવાનખાનામાં નિહાળ્યા કરતા હતા. તેમની મુખમુદ્રા ઉપર કોઇ પણ પ્રકારના ભયની કે ગ્લાનીની, વ્યામોહની કે શોકની, સુખની કે દુઃખની, વા લાભની કે હાનીની, અસર જણાતી ન હતી. કેવલ નિશ્ચિંત, નિર્ભય, અને નિશંક કબીરદાસની કાન્તિ, તરત સામાને પુજ્યભાવ ઉપજાવે તેવી હતી. એવા શ્રીવીશ્નુભગવાન રામચંદ્રજીના સંકેતથી પ્રકટ થએલા લિલાવિગ્રહ દીવ્ય દેહધારી આપણા પ્રેમી કબીરદાસ કાશીરાજા શિલનિધીના વિહારમ્હેલમાં, આશરે હજારો સૂર્યો ઝાંખા થઈ જાય તેવી રોશનીવાળા, સુવર્ણ અને સ્ફાટીકના દીવાનખાનાની અંદર, પત્રના પ્રત્યુતરની રાહ જોઇ, એકલા ઉભા રહી, ચોતરફ જોયા કરતા હતા; એટલામાં ગુલાબજળથી ન્હાઈ, જરીના છેડાનું કીનારીદાર પીરોજા રંગનું પાતળું વસ્ત્ર પ્હેરી, પગની આંગળીએ વિંછુવા, પગે લંગર અને કેડ ઉપર સુવર્ણની કંટી મેખળા બાંધીને, કંઠે મોતી માણેકની માલા, તથા હાથે બાજુબંધ તથા ચુડીઓ પ્હેરી, શુક જેવા નમેલા નાક ઉપર, નથ પ્હેરી, કપાળમાં કેસરની આડ અને કંકુની બિંદી કરી, કાનમાં હીરાના લોલક અને ચોટલામાં પુષ્પની વેણી ખોસી, આંખમાં આછું કાજળ આંજી મુખમાં પાન ચાવતી ચાવતી એક ઇંદ્રની અપ્સરાને

પણ લજ્જીત કરે તેવી, કામકળામાં અતિ કુશળ દેખાતી, અને સર્વે એક સરખી જણાતી નવસે નવાણું કામનીઓનું સામેથી જુથ્થ, કબીરદાસ તરફ ધાઇ આવ્યું. ને તરત સંકેત મુજબ, કોઇ કોમળ હસ્તથી કબીરને તેલ મર્દન કરવા મચી પડી, તો બીજી કેશ ઓળવા લાગી, તો ત્રીજી ગુલાબ જળ, અને અતરે નહવરાવવા લાગી તો, ચોથી સુંદર વસ્ત્રો પહેરવાના તૈયાર કરવા લાગી, તો પાંચમી સેજ સમારવા લાગી, એમ આ પ્રમાણે સૌજણીઓ કબીરને લોહચુંબકની પેઠે વળગી પડી. કબીર ખસી ખસીને આઘા જાય પણ તેમાંની કોઈ પણ કબીરને ચસકવા દેતી ન હતી. આ પ્રમાણે કબીરની સમીપ બધી જણીઓ, અનેક પ્રકારના લલચાવા સારૂ ચાળાઓ અને હાવભાવ કરવા લાગી. દરમ્યાન ચંદ્રકળા નામની શીલનિધી રાજાની મુખ્ય પટરાણી, કબીરને ઉપદેશ દેવા લાગી, કે કબીર ભગત આજે તમે પુર્ણ ભાગ્યશાળી છો; જુઓ તક ઠીક મળી છે. કામદેવની ગતિને તો જાણો છએ રૂતુઓના ઉપચારને તો સમજો? સોળ પ્રકારની કામકળામાં કુશળ થવુ હોય, કામદેવને રેહેવાના ચઢ ઉતરના, પંદર સ્થાનોને જાણવા હોય; કોક શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય; સંસારનું રહસ્ય સમજવું હોય; તો અમારી સાથે તનમનથી સુરતા સાંધો? જુઓ પછી કેવી કામરૂપી વાદળની ઘટા ચઢીને અમૃતનો વરસાદ વરસાવે છે. અમૃતથી ભરેલી અમે સૌ એક સરિતારૂપીછીએ તો તેમાંથી અમૃત ભરી ભરી, આજ પીવાય તેટલુ પીવાનું તમારા હાથમાં છે. કામદેવરૂપી સોનીએ આ તનરૂપી દુકાન માંડી છે. તેમાંથા ધીરજનો ધુમાડો, શ્વાસને રસ્તેથી બાહર આવે છે. જેમ જેમ વિરહ અગ્નિની ઝાળ લાગે છે, તેમ તેમ પ્રેમરૂપી કાન્તિ તવાઇને શુદ્ધ થાય છે. બે કીકીઓરૂપ કાંટામાં

રતીરૂપ લાલ ચશ્મોડી મુકીને, સરખાવતાં આંખ્યોરૂપી કસોટી-માં કસી જોતાં, ઘટતી કે વધતી નથી; એવો ભેદરૂપ મણી-ઓથી જડીત્ર હાર તે સોની બનાવે છે; માટે પ્રેમનો પ્રકાર સમજી ઉત્સાહથી અંદરના રંગ મેહેલમાં રતિનાથનું પૂજન કરવા પધારો ? અને અમને સર્વને પ્રેમમંત્રમાં પ્રવેશ કરા-વીને, આપ અનંગરૂપ અમારા યોગી બની ગુરૂ દીક્ષા આપો! આ પ્રમાણે રાણીઓના શબ્દો સાંભળી કબીરદાસે ઉત્તર દીધો કે માતુશ્રીઓ ! તમેતો બધી મારી માતુશ્રીઓ છો. અને હું તમારૂં એક બાલક છું. મારા પ્રારબ્ધમાં દુનિઆના ક્ષણીક ભોગ ભોગવવાના રામજીએ લખ્યા નથી, એટલે વિષય જન્ય સુખના દૃશ્ય હેતુઓમાં, મને કદીપણ પ્રેમ પ્રકટ થવા-નો નથી. બાકી ગૃહસ્થાશ્રમ ભોગવ્યા વગર, વિરાગ સીદ્ધ થતો નથી એ ખુલ્લું છે. દેવતાની સર્વ કળા કાષ્ટમાં રહેલી છે પણ તે લાકડાને માત્ર સ્પર્શ કરવાથી બાળી શકતો નથી. પથ્થરમાં પણ અગ્નિ રહેલો છે, પણ તે માત્ર ઝાલવાથી બાળતો નથી. કાચમાં પણ અગ્નિ છે, પણ હાથમાં તેને રાખવાથી દઝાડતો નથી. મારામાં એ પ્રેમ નથી કે જેથી કોઇ પણ વિકાર કા-યામાં ઉત્પન્ન થઇ શકે. મારામાં એ પ્રેમ નથી કે જે ઘમ્યું સોનું ધુળમાં કાઢે. મારામાં એ પ્રેમ નથી કે જે મિથ્યા પા-ણીને વલોવ્યા કરે ? મારામાંતો રામજીનો એકજ તે વિશુદ્ધ પ્રેમ છે કે જે પ્રેમથી દેવતાને પણ દુર્લભ, લાખો સૂર્યના તેજ રૂપ, ગજેંદ્રના વલ્લભ, નળરાજાના જ્ઞાનમાં રહેનારા, સભાના સૂર્યરૂપ, કામરૂપી પતંગીઆના અને શત્રુરૂપી જળના દીવા-કર, વિદેહી જનોના ધ્યેયરૂપ, અજ્ઞાનરૂપી તારા-ઓને ઢાંકી દેનાર ચંદ્રરૂપ, આનંદ અને જ્ઞાન સ્વરૂપ, અનેક બ્રહ્માંડના નાયક, અને આ સૃષ્ટિના કર્ત્તા, હર્ત્તા અને સંહર્ત્તા મારા સિતાપતિ શ્રી રામચંદ્રજી સદોદિત આધીન વર્ત્તે છે. હે

બ્હેનો! તમે જાણો છો કે વિષયજન્ય પ્રેમ વિશુદ્ધપ્રેમ આગળ કોઇ વીસાતમાં નથી. વિશુદ્ધ પ્રેમતત્વતો : અનંત, અભેદ, લક્ષમાં પણ આવી ન શકે તેવું, આદી, મધ્ય અને અંત પણ જેને નથી એવું, પરમ જ્યોતિ સ્વરૂપ છે. તેમાંથીજ નિરાકાર અને સાકાર એવા બે ભેદથી પ્રકૃતિસ્થ માયા ઉત્પન્ન થએલી છે. તે માયામાંથી મહતત્વ ઉત્પન્ન થયું છે અને ને તત્વની જોડે પ્રેમતત્વની સત્તા જોડાવાથીજ આકાશ આદી પાંચે તત્વો પ્રકટ થઇ, અતિ પ્રચંડ વૈરાટરૂપ ૐકાર સ્વરૂપનો વીસ્તાર થયો છે. ઓમકારની ત્રણ માત્રા રૂપ પ્રેમસત્તામાંથી મહામાયા ઉત્પન્ન થયાં છે, અને મહામાયામાંથી સત્વરજ અને તમ એ ત્રણે ગુણને ઉપજાવ્યા છે. એ ત્રણે ગુણથી જગત નિપજ્યું છે. અને એ રીતે સર્વ સ્થાવર જંગમ વસ્તુ પ્રેમથીજ પ્રકટેલી છે. પરબ્રહ્મમાં પણ પ્રેમનોજ પ્રકાશ છે. પ્રેમથીજ શ્રદ્ધા નીપજે છે. અને શ્રદ્ધાથીજ પરબ્રહ્મના સ્વરૂપના પ્રાપ્તી થાય છે. વિશુદ્ધ પ્રેમી મનુષ્ય સોનુ અને લોઢું એક કરી માને છે. અમૃત અને વીપને સમાન ગણી પીએ છે. કિત્તિ અને નિંદાને, ઉંચ અને નિચને, રંક અને રાયને, અને કીટથી કુંજર સુધી સર્વને, એક સરખાજ માને છે. એવા અંખડિત વિશુદ્ધ પ્રેમની પ્રાપ્તી થતાં, માણસ વિષયાસક્ત રહેતો નથી; પણ જીવન મુક્ત બની જાય છે. અને જે તમારો વિષય સુખનો પ્રેમ છે, તેતો વાયુરૂપી દીવાના જેવો છે. પથ્થરના ત્રાપા જેવો છે. ડોલરના ફુલના રથ જેરો છે. તે પ્રેમ, જાળામાંના ઝાકળના મોતી જેવો છે. અર્થાત તે પ્રેમ ક્ષણીક છે. જેથી તે પ્રેમને અનિત્ય અને નાશનો હેતુ સદગુરૂ અને સત શાસ્ત્રો એ કહેલો છે. માટે હે ભગનીઓ ! તમે દેવતાને ઉધઇ લાગી શકતી નથી. કમળ જળમાં રહે છતાં, તેને જળ જેમ સ્પર્શ કરી શકતું નથી તે-

વીજ રીતે તમારો આટલો બધો ફસાવવાનો પરિશ્રમ, મને બીલકુલ અસર કરી શકે તેમ નથી. પણ ઉલટો મારા સ્વસ્વરૂપ પ્રત્યે મને વધારે દૃઢ બનાવે છે. માટે એટલેથીજ બંધ કરો, અને જ્ઞાન દૃષ્ટિથી વીચાર કરો? પ્રભુનાસ્વરૂપને ઓળખો? તેનાથી ડરો? અને મિથ્યા મમત મુકી જે તમારા મનમાં રૂચે તે લખી આપો? આ પ્રકારે કબીરદાસના વચનો, સાંભળી, તે દરેક જણીઓ ત્યાં ને ત્યાં સ્તબ્ધ થઇ ગઇ; અને તેમને કબીરમાં પુજ્યભાવ પ્રકટ્યો. રામચંદ્રજીની લિલા વડે કરીને, કબીરને પોતાના ગુરૂ તરીકે માનવાને તેમનામાં આવેશ પ્રગટ થયો. તેઓને હવે ખાત્રી થઈ હતી, કે કબીરદાસ જીતેંદ્રિય અને સત્પુરૂપ છે; તેથી એકના બે થવાના નથી. જેથી ખાત્રીનો લેખ સર્વ જણીઓની સહી સાથેનો લખી, કબીરદાસને આપ્યો. કબીરદાસે લેઇ રાજા અને સ્વામિ બંન્ને જ્યાં બેઠા છે ત્યાં પેલો લેખ લાવી રાજાના હાથમાં મુકયો. રાજા વાંચીને દિંગ થઇ ગયો; અને કબીરને ઘણા વિનયથી અભિવંદન કર્યું. કબીરના મનમાં સારૂં ખોટું કશું હતુંજ નહી, તેથી તેને હર્ષ વા શોક આથી થયોજ નહતો. આ વખતે રાત્રિનો ચોથો પ્રહર વિતવા આવ્યો. હતો જેથી સ્વામિને શૌચ સ્નાન આદી નિત્યકર્મ કરવાનો સમય થયો હતો. કબીર અને રાજા બંન્નેની થાળ થાય, અને ઠાકોરજીને રૂચે તેનો અંગીકાર કરે, એ પ્રમાણે થાળનો ઠરાવ કરી આશ્રમે જવા સારૂ સ્વામીજીએ રજા માગી. રાજા છેલ્લા દરવાજા સુધી ગુરૂ શિષ્ય બંન્નેને મુકવા આવ્યો. અને તેઓ બંન્ને રાજમેહેલના કોટ બાહેર નીકળી ગયા, એટલે પાછો વળ્યો. બીજે દીવસે પ્રાતઃકાળમાં નિત્ય નિયમપ્રમાણેપૂજન અર્ચન કરી, કબીરે થાળની સામગ્રી લાવી,ગુરૂ આશ્રમે રજુ કરી દીધી. અને રાજાના કોઠારેથી તો હમેશ મુજબ

વખતસર સામગ્રી આવતી હતી, તે પ્રમાણે આવી હતી. બંન્નેની સામગ્રીઓ તૈયાર કરી બંન્નેની થાળો પુરી, બન્ને થાળો ઠાકોરજી સમીપ મુકી દેઇ, બારણું બંધ કરી સ્વામિજી બાહેર આવ્યા આપણા પ્રેમી કબીરદાસને ખાત્રી હતી કે ભગવાન આપણી થાળ સીવાય, બીજી થાળ આજે કદી ગ્રહણ કરવાના નથી. જેથી તેમના મનમાં નિરાંત હતી. થોડી વારે સ્વામિજી ઠાકોરમંદીરમાં જઇ જુએ છે, તો કબીરદાસ તરફથી થએલી થાળ બીલકુલ ખાલી થઈ ગએલી હતી. અને રાજાની થાળ એમને એમ ભરેલી હતી. સ્વામિને ખાત્રી થઇ કે ભગવાને પ્રત્યક્ષ કબીરની થાળ આરોગી, અને રાજાની થાળ કબુલ ન કરી. રાજા કબીર તથા સાધુઓ વીગેરે બાહેર આશ્રમમાં બેઠા હતા. ત્યાં સ્વામીજીએ બંન્ને થાળો લાવીને બતાવી. સર્વે આ બનાવ જોઇ વિસ્મય પામ્યા અને કબીરદાસને ધન્યવાદ આપવા લાગ્યા. રાજાને પણ આથી ખાતરી થઇ ગઇ. અને તે દિવસથી આપણા પ્રેમી કબીરદાસમાં કોઇ પ્રકારની શંકા કરવાની, રાજા ખોડ ભુલી ગયો. કબીરદાસની થાળ ઠાકોરજીએ પ્રત્યક્ષ સ્વિકાર્યાની વાત જાહેર થતાં, કબીરદાસ પ્રત્યે લોકોની પણ શ્રદ્ધા વધી. અને તેથી કરીને આપણા કબીરદાસને પુજ્ય મહાત્મા તરીકે ગણી, ઠેર ઠેર લોકો તેમની પધરામણીઓ કરવા લાગ્યા. તેમની જોડે ભજન ભાવમાં નિરંતર ભાગ લેવા લાગ્યા; કેટલાકે તેમની કંઠી બાંધી. અને એ પ્રમાણે કાશી નગરમાં કબીરદાસ દીન પ્રતિદીન અત્યંત પ્રખ્યાતીમાં આવવા લાગ્યા.

---

## પ્રકરણ ૪ થું.

### કબીર મઠ તેમાં કબીરના યોગાભ્યાસ.

**મનુષ્ય જન્મ દુર્લભ અતિ મળે ન બીજીવાર**
**ફુલ પાકી નીચે પડ્યું, પછી ન લાગે ડાળ.**

પ્રિય ભાઇ આ પ્રમાણે આપણા કબીરદાસ, પોતાની સતર વર્ષની વયે, અત્યંત પ્રખ્યાતિમાં આવવા લાગ્યા. અને રાજા શિલાનિધીના જનાનખાનાનું અનુમતીપત્ર પ્રાપ્ત કર્યાથી તેમને રાજા તરફથી, એક મોટા વિસ્તારવાળી જગોમા મોટો આશ્રમ કરી આપવામાં આવ્યો હતો. અને પોતે બેસવાનું આ આશ્રમેજ સતત રાખતા હતા. આ આશ્રમમાં તેમના કુંઠીબંધ સેવકો, તથા પચીસ પચાસ સંત સાધુઓ, જાથુ પડી રહેતા હતા. ભજન કિરતન દરરોજ આ આશ્રમમાં થયા કરતાં હતાં. અને કબીરદાસ સર્વને રામ શબ્દનોઅર્થનો બોધ ચલાવતા હતા. કબીર આશ્રમમાં સદાવ્રત અને ગુરૂ ભક્તિમાંજ તનમન અને ધન ગાળતા હતા. લોકોનો ભાવ અને પ્રેમ, કબીરદાસની પવિત્ર અને પરમહંસ જેવી રેહેણીકરણીથી અત્યંત વધી ગયો હતો. અને તેથી કબીર સાહેબનો મઠનો નિર્વાહ, ધમધોકારથી ચાલતો હતો. આપણા કબીરદાસના પ્રારબ્ધમાં, પ્રથમથીજ વિષયોનો ત્યાગ અને રામચંદ્રજીની ભક્તિમાં અનુરાગ, ઘડાએલો હોવાથી જોગીપણાના રહસ્યનું, તેમને દીનપ્રતિદીન વિશેષ તાત્પર્ય જણાવા લાગ્યું. અને તેથી પોતાના આશ્રમમાં યોગી રીશે યથાર્થ વીચારો કરવા લાગ્યા. કે યોગિની ચિદાનંદરૂપી ધુણી એવી સળગે છે, કે જેમ જળનું બુંદ પડતું જાય, તેમ બમણી સળગે છે તે ધુણીમાં લાકડાં કે અગ્નિ હોતો નથી, પણ કદી ઓલવાતીજ નથી. તે ધુ-

ણીનો અગ્નિ ચર્મચક્ષુથી જોવાતો નથી. સર્વ વ્યાપ્ત છે, છતાં તેનો તાપ લાગતો નથી. વળી એમ વિચારવા લાગ્યા કે યોગિ તો એક અંત્રિક્ષ પાણીથી છલકાઈ જતું સરોવર છે; જેમાંથી ચારે તરફ જળધારા નીકળી રહી છે. તેની તીર ઉપર હંસનો નિવાસ છે. યોગિતો એક મેરૂના શિખરરૂપ છે; તે શીખરની ટોચ ઉપર ભમરાઓ ઉડે છે. તેથી કોઇપણ પ્રાણી જઇ શકતું નથી; પણ માત્ર પગ વીનાના પાંગળાઓ જઇ શકે છે. સોયની અણીથી પણ સૂક્ષ્મપરઃ બ્રહ્મ ચારે બાજુએ ઉદ્દભીજ, અંડજ, જરાયુજ, સ્વેદજ, એ ચાર નગર વસ્યા છે અને તેને જીવ ઇશ્વર અને માયાએ ત્રણેની ત્રીપુટી વીંટાઇ વળેલી છે. માયારૂપી ભુમી ચૈતનરૂપી બીજ રોપાયું છે જેમાંથી વૈરાટરૂપી કલ્પતરૂ ઉગી, આખા વીશ્વને છાયા કરી રહ્યું છે; અને મોક્ષ અને મોક્ષરૂપી ફલની આશાથી મુમુક્ષોઓએ તે નિચે વાસ કર્યો છે. વળી એમ કબીરદાસના મનમાં થઇ આવ્યું કે, નહીં નહીં, યોગિ, સંસારરૂપી, વિષમય સાગરની પાર પોહોચ્યા પછી અનેક હર્ષશોકરૂપી પરિતાપ, અગ્નિનો ભેટ આવે છે, તેમાં અનેક સંકટોરૂપી તલવારની ધાર જેવા પાંદડાંવાળા વૃક્ષોની ઝાડીને છેદી નીકળી જાય છે તો નિસંશય ભવબંધનથી મુકત થઇ, અંતે પરમપદમાં લય થાય છે. આ પ્રમાણે એક પછી એક ઉક્તિની સાથે ખરા યોગીનું રહસ્ય જાણવાના, અને અષ્ટાંગ યોગ સાધી, તેવા યોગી બનવાના વિચારોમાં, કબીરદાસ તલ્લીન રહેતા હતા. અષ્ટાંગ યોગ પ્રાણ જાય તો ભલે, પણ વિધી સહિત સ્વામીજી પાસે રહી સાધવો, એવો નિશ્ચય કરી, એક દીવસે અનુકુળ સમય જોઇ, કથા વિસરજન થઇ અને સ્વામિજી એકલા પડયા,

એટલે કબીરદાસે યોગાભ્યાસ કરવાની યાચના કરી. સ્વામિજી એ તેનાથી થતાં લાભ, અને હાનીનું વર્ણન કરી, કબીરદાસને ઘણું સમજાવ્યા છતાં અર્થં સાધયામિ કે દેહં પાતયામિ એ કહેવત મુજબ. તેઓ એકના બે થયા નહીં. જેથી સ્વામિજીએ તેમને યથાવિધિ યોગાભ્યાસ કરાવવાનું કબુલ કરી, બીજા દીવસના પ્રાતઃકાળથી યોગસાધનોનો પ્રારંભ કરવા આજ્ઞા કરી. ગુરૂ મહારાજે કૃપા કરી અરજ સ્વીકારી એટલે કબીરદાસ ઘણા ખુશી થયા; અને પ્રેમથી સ્વામીજી આગળ એક નિર્દોશ અને આનંદી બાલકની પેઠે નૃત્ય કરી, સ્વામીના ઓવારણાં લેઇ, ચરણમાં કેટલીકવાર સુધી આનંદથી આળોટયા. યોગાભ્યાસનું સ્થાન સ્વામીએ કબીર મઠમાંજ રાખવાનું નકી કર્યું; અને સ્વામીજી કબીરના વિશુદ્ધ પ્રેમભાવથી કબીરદાસને એવા વશ થઈ ગયા હતા, કે જાતે કબીરમઠમાં આવી, હમેશાં કબીરને યોગવિદ્યાનો ક્રમ આપતા. હતા. કબીરદાસ દરરોજ સવા બે પોહોરમાંજ સ્વામીએ બતાવેલી પ્રત્યેક ક્રીયા સાધ્ય કરતા હતા. પ્રથમ યમ નિયમ આસન એ ત્રણ સિદ્ધ કર્યા પછી પ્રાણાયામને સાધ્ય કરવા લાગ્યા. આ પ્રમાણે ગુરૂ માર્ગે વહીને, ગુરૂની સમીપ રહીને, યોગ્ય રીતે પ્રાણાયામ અને તેના પ્રકાર સમજી સમજીને, તે તે પ્રમાણે કરવા લાગ્યા. જે વાયુ બહારથી અંદર અને અંદરથી બાહેર જાય છે તેને યોગિજનો પ્રશ્વાસ કહે છે. અને તેની ચાર પ્રકારની પ્રાણાયામમાં વપરાતી ક્રીયા જેમ કે અંદરનો વાયુ બહાર આવે તેને બાહેર રોકવો બાહેરનો અંદર જાય તેને અંદર રોકવો; શક્તિ પ્રમાણે બાહેર અને અંદરના વાયુને સ્તંભી રાખવો. એ રીતે રેચક કુંભક અને પુરકના ભેદોને સિદ્ધ કરવામાં કબીરદાસ ગુંથાયા હતા. નાડીઓના ભેદને પણ જાણવા લાગ્યા; જેથી નાકના ડાબા

છીદ્રથી ઇડા નામની નાડીથી, વાયુને પુરી જમણી બાજુના છીદ્રેથી પીંગલા નામની નાડીથી, વાયુને પાછો કાઢી, સુષુમ્ના નામની નાડીથી, રોકી પ્રણવમંત્ર સહીત યથાવીધી સગર્ભ પ્રાણુયામ સિદ્ધ કરી સુર્યભેદન ઉજાયી સીતકારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મુર્છા, પ્લવિની, એ અઠે પ્રકારના કુંભકના ભેદોનો પણ પુર્ણ અનુભવ લીધો. ત્યાર પછી મહામુદ્રા, મહાબંધ, મહાવેદ, ખેચરી, ઉડ્ડીયાન, મુલબંધ, જાલંધરબંધ, વિપરીત કરણી, વજ્રોલી અને શક્તિચાલન એ દશ મુદ્રાઓ, જેને જરા મરણને જય કરનારી તત્વાવદ પુરૂષો કહે છે, તેને પણ યથાવિધી ગુરૂને પગલે પગલે અનુસરી, કબીરદાસે જાણીને સિદ્ધ કરી. જેથી તેના ફળરૂપ અતિ શ્રેષ્ટ, અણીમા, મહીમા, ગરીમા, લઘીમા, પ્રાપ્તી, પ્રાકામ્ય, ઇશીતા અને વશીતા એ આઠ સિદ્ધીઓ પણ ગુપ્ત રીતે પ્રાપ્ત થઇ. ત્યાર પછી પાચમું અંગ જે પ્રત્યાહાર, અર્થાત સર્વ ઇંદ્રીયોનો નિરોધ છે, તેને પણ ક્રમે ક્રમે સાધવા લાગ્યા. અને તે તે સાધવાના યોગી પુરૂષોએ નિશ્ચય કરેલા અષ્ટાદશ સ્થાનો પગનાઅંગુઠા, ગુલ્ફ, જંઘાનું મધ્ય, ચિતીમુળ, જાનુ, ઉરૂનુ મધ્ય, વાયુનુ મુળ, શરીરનુ મધ્ય, ઉપસ્થનુ મુળ, નાભી, રહય, કંઠ કુપ, તાલુનુ મુળ, નાસિકાનુ મુળ, બે આંખોનું મધ્ય, બે ભ્રગુટીનુ મધ્ય, લલાટ અને મુર્ધા, ને લક્ષ પુર્વક સાધવા લાગ્યા. અનેક જાતનાં આવતાં વિઘ્નોને ગુરૂ સંનિધ રેહેવાથી, લેશ પણ ગણકારતા નહતા. અને તેના પ્રત્યેક સ્થાનોના અંતરના પ્રકાર પણ સમજવા લાગ્યા. ત્યાર પછી ધારણાને નાભી, રહય નાસિકાગ્ર, ત્રિકુટી, મુર્ધ, વગેરે સ્થાનોની અંદર મનના નિરોધ પુર્વક સીદ્ધ કરવા લાગ્યા. એ રીતે ધ્યાન અને છેવટે સમાધી પણ સવિકલ્પ અને નિર્વિકલ્પ એકાગ્રતાથી સાધી, પરમાનંદ સ્વરૂપનું

સુખ ભોગવવા લાગ્યા. આ પ્રમાણે અષ્ટાંગ યોગ સાધી, કેવલ બ્રહ્માનંદ ભોગવી, રામમય થઇ ગયા હતા; તોપણ શ્રીસદગુરૂને હરીમાં જરા પણ ભેદ ન લાવતાં, સદગુરૂના આશ્રયનોજ સ્વતંત્ર રીતે સ્વિકાર કરતા. આ પ્રમાણે આપણા પ્રેમી કબીરદાસે પોતાના સદગુરૂ રામાનંદને પાસે રાખી, અષ્ટાંગ યોગ પરીશ્રમ વેઠી, એક હઝાર દીવસમાં રૂડે પ્રકારે સાધી લીધો, અને એકવીસ વર્ષની તરૂણ વયે એક મોટા સિદ્ધ તપસ્વી તરીકે દેશ પરદેશ ઓળખાવવા લાગ્યા.

---

ગાયન ૫.

(હર હર હર આપ દરસ—એ રાહ.)

સદગુરૂ વિણુ જય ન થાય.
ગુરૂ વિણુ જ્ઞાન નાપમાય—ભવ મુંઝાય
જીવ સદાય, અંતે સ્વ સ્વરૂપ નવ શમાય—સદ.
યુગે યુગના છે એ ભગવાન,
સર્વત્ર સર્વદા છે સમાન.
પણુ જીવ થકી ના સમજાય, અને પસ્તાય
ચિત જીવીત સુધી ચિરાય—સદગુરૂ

---

# પ્રકરણ ૫ મું.

## કબીર પંથ અને તેના મહાન સેવકો.

**જવ લગિ તારા ઝગમગે, ત્યાં લગિ ઉગે ન સુર.**
**ત્યાં સુધી જીવ જગ કર્મ વશ, જ્યાં સુધી જ્ઞાન ન પુર.**

પ્રિય વાંચનાર! આપણા પરમ વૈશ્નવ પ્રેમી કબીરદાસનો જ્ઞાનરવિ અત્યારે સોળે કળાએ સંપુર્ણ ઉગી રહેલો હતો. દરરોજ સાંજ સહવાર બે વખત કાશી નગરીના લોકો મંડપમાં ભરાતા, તેમને તેઓ રામ નામનો ઉપદેશ કરતા, અને સર્વને પોતાનું આત્મસ્વરૂપ ઓળખવાને પ્રયત્ન કરવાનો, આગ્રહ કરતા હતા. આવી પ્રકારનો કબીરદાસનો સદબોધ ગૃહણ કરવા જોગ લાગવાથી, કેટલાક અધિકારી સજ્જનોએ કબીરદાસને સદગુરૂ તરીકે સ્વીકારી કબીર પંથનું સ્થાપન કર્યું. હાલના કબીરપંથમાં અનેક મત ભેદો પડી ગયા હશે; પણ તે વખતે તો માત્ર તુલસિની કંઠી અને રામ મંત્રનો ઉપદેશજ આપવામાં આવતો હતો. અને નવધા પ્રકારની ભક્તિમાથી જે પ્રકારની ભકિતનો જેને અધીકાર હોય તે પ્રકારની ભકિતદોર ઉપર તેને ચઢાવી, અંતે પોતાના સદ્ચિત અને આનંદ સ્વરૂપ ચિન્મય પરમાત્મા પ્રતિ દોરતા હતા. અને સર્વના રહ્યમાં સંતત જગત નિયંતા, શ્રી રામજીના વાસ્તવિક સ્વરૂપને દૃઢાવવાને, પ્રેમ પુર્વક યત્ન કરતા હતા. તેઓ ને ગુરૂ કે શિષ્ય ભાવ જરા પણ ન હતો; તેઓ તો સમદ્રષ્ટિ વાળા, માત્ર સદગુણના ગ્રાહિ, પ્રાણીમાત્રના હિતમાં રહી, અને નિમકહલાલ મિત્ર રૂપે, સર્વત્ર સદાકાળ સર્વને પ્રતિત થતા હતા. આથી તેમનું વર્ચસ વધ્યું; અને સેવકોનો સમુદાય દિનપ્રતિદીન વધવા મા-

ઠ્યો. આ પ્રમાણે કબીર મઠમાં મધુર રાગ રાગણી વાળાં એવાં ભજન કિરતન દરરોજ થવા લાગ્યાં કે રામાનંદ સ્વામિ પણ દીવસનો ઘણો ખરો વખત કબીર સાહેબ પાસેજ ગાળતા હતા. આપણા કબીરદાસ પણ પોતાના સદગુરૂ રામાનંદ સ્વામિને પોતાના ઈષ્ટ સમજતા હતા; તેથી કોઈ વાતે સ્વામિજીની સેવામાં કદી ખામી આવતી ન હતી. સાયં અને પ્રાત: વંદના વખતે અને કથા વખતે ગુરૂ આશ્રમે જવાના નીયમનો, કબીરદાસે અત્યાર સુધી કદી ભંગ કર્યો ન હતો. જેથી રામાનંદ સ્વામિનો પ્રેમ દીનપ્રતિદીન કબીરદાસ પ્રત્યે અત્યંત વધતો જતો હતો; અને સ્વામિને પણ કબીરદાસની રેહેણી કરણી પરથી પુર્ણ ખાત્રી થઈ ગઈ હતી કે કબીરદાસ એક સિદ્ધ પુરૂષ અને જીવન મુકત મહાત્મા છે, જેથી તેઓ વારંવાર કબીર પ્રત્યે પુજ્ય બુદ્ધિ રાખતા હતા. કબીરપંથના સાધુો સ્વામીજીને દાદા ગુરૂ તરીકે માનતા હતા; અને યથાવીધી તેમનું પુજન કરતા હતા. કાશી રાજા પણ બીજે ત્રીજે દીવસે કબીરમઠમાં આવી, કબીરપંથના બે ચાર નિર્ગુણી કિરતનો શ્રવણ કરતો હતો આ રીતે કબીર પંથનો સિદ્ધાંત એ હતો કે પરમાત્મા એક છે. તે આપણા દેહમાં ચિતીશકિત જ્યોતિ સ્વરૂપે બીરાજે છે. તેને જાણવાને યોગાભ્યાસ દેહકષ્ટ અને પવિત્રતાની જરૂર છે. ધર્મશાસ્ત્રો જ્ઞાન ઉદય કરે છે. રામ રહીમ જુદા નથી. પોતાના આત્મારામને ઓળખી તે રામની ભકિત એજ પ્રાણી માત્રનો ધર્મ છે.

કબીરદાસને, કમાલ, નિમાલ, જમાલ, દાદુ અને ધર્મદાસ એ પાંચ મુખ્ય શિષ્યો હતા. અને પાંચ જણાઓ કબીરદાસની તન મન અને ધનથી સેવા કરતા હતા. તેમાં પણ કમાલ, દાદુ, અને ધર્મદાસ, એ ત્રણે તો ધન ધામ ધરા કુટુંબ, પરિવાર આદી સર્વસ્વ ગુર્વાપણ કરી, કબીર સાહેબની સંનિ

ધજ રેહેતા હતા. કમાલ અને દાદુ બંને જણાઓએ, યોગના આઠે અંગ સિદ્ધ કર્યા હતા; અને પુર્ણ રીતે કબીર સ્વરૂપ બની ગયા હતા. અને ધર્મદાસ તો ધર્મના અવતાર રૂપજ હતા. કબીર સાહેબને પોતાનો ઇષ્ટ માની, સદા સર્વદા સદગુરૂની સમીપ રહીને, કેવળ ઇષ્ટમંત્રના જાપથીજ સાક્ષાત્કાર કરવાના નિશ્ચયને સેવતા હતા. તેઓ પણ આ વખતે ત્રણે પ્રકારની વાણીનો જય કરી છેલ્લી પરા નામની વાણીમાં રમણ કરતા હતા. અને ઇષ્ટમંત્રના ખરા રહસ્યના સુખને ભોગવતા હતા. વિમાલ અને જમાલ એ બંન્ને તદ્ઇજાતિના હતા; અને પાદસેવન તથા કિરતન ભક્તિવાળા પ્રેમ અંશી પુરૂષો હતા. કમાલ તથા દાદુ તો આઠે પોહોર મઠમાં સદગુરૂની સમિપજ વસતા હતા. અને ધર્મદાસ વ્યવહારીક કાર્યોના સમય સિવાયના સમયમાં રેહેતા હતા. કારણ કે તે બુંદેલખંડમાં આવેલા બાંધવગઢના રહીશ એક મહાન ધનાઢય વણિક સદગૃહસ્થ હતા. કાશી પ્રયાગ અને આગ્રામાં તેમની શરાફની પેઢીયો હતી. તેમને ચુડામણિ નામે એક સદ્ પુત્ર હતો. તે તમામ પેઢી વીગેરેનો વ્યાપાર કબીરદાસની સલાહ પ્રમાણે ચલાવતો હતો. ધર્મદાસ પોતે તો પરમાર્થિ કાર્યોમાં ચિત્ત રાખતા; બાકી સર્વકાલ મઠમાંજ પડી રેહેતા હતા. અને વાનપ્રસ્થાશ્રમને પાળતા હતા. જ્ઞેયધ્યેય પોતાના આત્મસ્વરૂપનો લક્ષ કરી સમાધાનમાં રેહેતા હતા. આ પાંચ શિષ્યો સિવાય બુધન રૈદાસ વીગેરે અનેક શિષ્યો હતા.

---

## પ્રકરણ ૬ ઠું.

**કલિ કુડા જગ આંધળું, શીખ ન માને કોય
શીખ દેવા કદી જો જશો, સત્વર વૈરી હોય
પ્રકટ કહોતો મારતા, પટે ન સમજે કોય
કાણાને કાણું કહે, સત્વર વૈરી હોય.**

### કબીરદાસની ચારે ધામની યાત્રા અને છેવટ દિલ્લીમાં આગમન.

આ પ્રમાણે કબીરદાસની વય પાંત્રીસ વર્ષની થવા આવી, એટલે તેમણે ચારે ધામની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો; તેથી પોતાના શિષ્ય કમાલ તથા ધર્મદાસને લેઇ યાત્રા અર્થે નીકળી પડયા હતા. પ્રથમ તેઓ પશ્ચિમ આમ્નાય, જે શારદા મઠ કહેવાય છે ત્યાં આવ્યા. તે મઠના શિષ્યો તિર્થ અને આશ્રમ પદને ધારણ કરે છે. તેનું ક્ષેત્ર દ્વારકાં છે. તેના દેવ સિધ્ધેશ્વર છે. તેમાં ભદ્રકાળી દેવી આવેલી છે. બ્રહ્મા અને વિશ્નુ આ મઠના આચાર્ય છે. ગોમતી ગંગાનું તિર્થ છે. તે વીગેરેની કબીરદાસે યથાવિધી પુજા કરી બીજો જે ગોવરધન મઠ દક્ષીણમાં આવેલો છે તે તરફ પ્રયાણ કીધુ. પંથ લાંબો હોવાથી એક માસે ગોવરધન મઠમાં આવી પહોચ્યા. આ મઠનો ભોગવાર સંપ્રદાય તદન જુદો છે. એ મઠના શીષ્યો વન અને આરણ્ય પદને ધારણ કરે છે. ત્યાં પુરૂષોતમ નામનું ક્ષેત્ર છે. અને જગન્નાથજી દેવતા છે. ત્યાં આવેલી દેવીનું નામ વિમળા છે. અને બલભદ્ર તથા યજ્ઞાચાર્ય આ મઠના આચાર્યો છે. મહોદધિનું મોટું તિર્થ છે. તે સર્વની યથાવીધી પુજા કરી તથા યાત્રા પરીપુર્ણ કરી ત્રીજો ઉતર આમ્નાય, જે જયોતિ મઠ કહેવાય છે તે તરફ

વિદાય થયા. કેટલેક દીવસે જ્યોતિમઠમાં આવી પોહોચ્યા. આ મઠનો સંપ્રદાય આનંદવાર હોય છે. અને તે મઠના શીષ્યો, ગીરી, સાગર અને પર્વત પદને ધારણ કરનારા છે. ક્ષેત્ર બદ્રિકાશ્રમ કહેવાય છે; અને ત્યાંના દેવતા નારાયણ છે. ત્યાં પૂર્ણ ગિરી દેવી છે, અને મલ્લિકાનંદનાથ નામે આચાર્ય છે. તથા નિયંતા તિર્થ છે એ સૌ તિર્થોની પૂર્ણ રીતે કબીરદાસે યાત્રા કરી, ચોથા શ્રંગેરી મઠ તરફ પ્રયાણ કર્યું. આ મઠનો પુરીવાર સંપ્રદાય છે; અને આ મઠના શિષ્યો પુરી, ભારતિ. અને સરસ્વતિ એવા પદને ધારણ કરનારા હોય છે. સેતબંધ રામેશ્વરનું ત્યાં તિર્થ આવેલું છે. શુભ નામેક્ષેત્ર તથા વારાવ નામે દેવતા આ મઠના અધિપતી છે. કામાક્ષી કરીને દેવી છે. અને શૃંગી રૂષિ આ મઠના આચાર્ય ગણાય છે. આ પ્રમાણે આ મઠની પણ સઘળી યાત્રા કરી. એમ ચારે મઠની યાત્રા કરતાં, તેમને ત્રણ વરસ લાગ્યા હતા. યાત્રામાં પણ બ્રહ્મમંડળ અને સાધુઓમાં બેસી બ્રહ્મ સંબધીજ કબીરદાસ નિરંતર ચર્ચા ચલાવતા હતા. અને રાત્રે કીર્તન આદી કરતા હતા એ પ્રમાણે આડત્રીસ વરસની વયે ચારે ધામની યાત્રા કરી, પછી ગોકુળ પ્રયાગ અયોધ્યા, વીગેરે ઠેકાણે યાત્રા કરવા ગયા. અને એક વરસની મુદતની અંદર, ઉત્તર હિંદુસ્થાનની યાત્રા કરવા લાયક સર્વ સ્થળો જોઈ વળ્યા. યાત્રામાં તેમની સંબધમાં આવનાર લોકોમાંથી ઘણાખરાઓએ તેમને સદગુરૂ તરીકે સ્વિકારી શરણ થયા હતા. અને તેમાંના કેટલાકતો તેમને છોડી કદી બીજે જતાજ નહતા. આ રીતે તેમણે સાત વરસમાં, કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, મધ્ય પ્રાંતો, બંગાળા, ઉત્તર હીંદુસ્થાન સિંધ, મેવાડ, મારવાડ વીગેરે તમામ દેશો જોઇ નાંખ્યા

હતા; અને એકતાળીસ વરસની વયે આખા ભરતખંડની પ્રદક્ષિણા તથા ચારે ધામની યાત્રા કરી લેઈ, છેવટે શિષ્યો સહીત દિલ્લીમાં આવી, એક ધર્મશાળામાં મુકામ કર્યો. આ વખતે દિલ્લીની ગાદીએ બાદશાહ સિકંદર લોદી રાજ્ય કરતો હતો તે પોતાના મુસલમાની ધર્મમા અતિશય ચુસ્ત હતો. આ વખતે મુસલમાનોની સત્તા પુર જોસમાં હતી, દીલ્લીની અંદર એક વૈશ્નવના મંદીર આગળ આવેલી ધર્મશાળામાં સંત સાધુઓ સહીત આપણા કબીરદાસ ઉતર્યા હતા. તેથી ધર્મશાળામાં ભજન કીરતનની રણઝીક વાગી રહી હતી. કિરતનો સાંભળવા લોકોનાં ટોળે ટોળાં આવતાં હતાં. તેમાં ઘણાખરા મુસલમાનો પણ આવતા હતા. મુસલમાનોના રદયમાં પણ કબીરની વાણીની ઘણી અસર થતી હતી, અને તેથી પાંચ પચીસ મુસલમાનોએ તો કબીર પંથને સ્વીકારી, કબીરજીની સાથે ભજન ગાવામાં ભાગ લેતા હતા. આમ કરતાં આઠેક દીવસ થયા એટલામાં તો સો બસે મુસલમાનો કબીરપંથને સ્વીકારી કબીરદાસને સદગુરૂતરીકે માની પુજવાલાગ્યા. આ વાતની બાદશાહ સિકંદર લોદીને ખબર પડતાં તેણે કબીર સાચો છે કે જુઠો તેની ખાતરી કરવા માટે કબીરદાસને કહાવી મોકલ્યું કે કાશીપુરીમાં બાદશાહ આવી કાશીરાજાની મદદ લેઇ તમારી કસોટી કરનાર છે; માટે તમારે તાબડતોબ સીધા કાશી જવું. આપણા કબીરદાસે આ સાંભળી નિર્ભયતાથી ઉત્તર વળાવ્યો કે કબીરની કસોટી તેના રામજીએ કયારનીએ કરી લીધી છે. તમારૂં બાકી રહ્યું હોય તો તમે પણ કરજો. કબીરને કોઇ વાતે ના નથી આ પ્રમાણે બાદશાહને જવાબ માકલાવી તેજ રાત્રીએ કબીરદાસે કેટલાક સંત સાધુઓ સાથે પવિત્ર કાશીપુરી તરફ પ્રયાણ કરી દીધું. કબીરદાસે આ વખતે પોતાની પાસેનું સઘળુ દ્રવ્ય

ખરચી નાંખ્યું હતું; અને જે જે મળતું તે તે દરરોજનું દર-રોજ ખરચી નાંખતા હતા. પાસે કોડી પણ તેઓ રખતા ન હતા. હવે તો સિતાપતી શ્રી રામચંદ્રજીના નામ રૂપી ધનનો તેમણે ભરપુર સંચય કર્યો હતો; એટલે હવે આ ક્ષણીક સુખજન્ય અસ્થિર લક્ષ્મીની તેમને જરા પણ સ્પૃહા ન હતી. એક અઠવાડીઆમાં તેઓ કાશીપુરીમાં પોતાના મઠમાં લોકોનાં વધામણા સહીત આવી પોહોચ્યા. અને કાશી પુરીના દરેક સંત સાધુઓ, આપણા પ્રેમી કબીરદાસ યાત્રાએ થઇ આવ્યા હતા. તેમને એક પછી એક આવી મળી જતા હતા. રામાનંદ સ્વામિ તો કબીરદાસની વૃત્તિ, અને પ્રેમ લક્ષણા ભક્તિ જોઇ સંતુષ્ટ થયા હતા. કાશીમાં કબીરદાસને આવ્યાને પાંચેક દીવસ થયા એટલે સીકંદર લોદીની છાવણી કાશીપુરીમાં કબીરદાસની કસોટી કરવા અર્થે આવે છે માટે કબીરદાસે તૈયાર રેહેવું એમ રાજા શીલનિધી તરફથી કહેવરાવામાં આવ્યું. જેથી કબીરદાસે રામાનંદ સ્વામિને પુછ્યું કે બાદશાહનું કહેણુ માનવું કે ન માનવું. સ્વામીએ ઉત્તર વાળ્યો કે શુદ્ધ કુંદનની પરીક્ષા ગમે તે રીતે તાવીને કરવામાં આવે છતાં શુદ્ધ કુદંન તો નિર્ભયજ રેહે છે. માટે તમારે પણ નિર્ભય રહેવું. અને બાદશાહ જેમ કસોટી કરે તેમ કરવા દેવી. કબીરદાસે સ્વામિજીની આજ્ઞા માથે ચડાવી અને કાશીરાજા મારફતે સિકંદર લોદીને કહાવી મોકલ્યું કે બેધડક કબીરની કસોટી કરો. કબીર પોતાની કસોટી કરાવવા તૈયાર છે. આઠેક દીવસ ગયા નહીં તેટલામાં બાદશાહનો મુકામ કાશીપુરીમાં આવી પોહોચ્યો; અને કાશીરાજાને મળી સિકંદરે કબીરદાસની કેવી રીતે કસોટી કરી જોવી તે સંબધી યુક્તિ પ્રયુક્તિ રચવા માંડી.

## પ્રકરણુ ૭ મું.

## કબીરની કસોટી અને ચમત્કાર.

કબીર કસોટી રામની, જુઠો ટકે ન કોય.
રામ કસોટી તે સહે, જે મરજીવ્યો હોય.

પ્રિય વાંચનારા આપણા વૃત્તાંતના નાયક અને આખા હિંદુસ્થાનમાં પ્રખ્યાત પામેલા સિદ્ધ પુરૂષ કબીરદાસને રાજા અને દીલ્હીનો બાદશાહ મળી કસોટી કરવાની યુક્તિઓ રચતા હતા. તેથી જરા પણુ ભય જેવું લાગતું ન હતું. તેઓ તો સર્વને એમ કહેતા હતા કે કુંદનકી પરિક્ષા હોતી હૈ સોહેકી પરિક્ષા કોઇ મનુષ્ય કરતા નહીં હૈ વાસ્તે યેતો બડા આનંદ જનક ઓર હમારે શ્રેયકે લિયે કાર્ય હોતા હૈ" ઇસમેં ક્યા ડર હૈ સબ આનંદસે જો હોવો વો દેખો. આ પ્રમાણે કબીરદાસ કહેતા જેથી કોઇ પછી બોલતું ન હતું. એક દીવસે ગંગાજીના કીનારાપર ફરતા ફરતા કબીરદાસ એક વિકટ જંગલમાં આવી પોહોચ્યા. ત્યાં એક વનખંડી વૈરાગીની પર્ણકુટી દીઠી. ત્યાં જઇ જરા વિશ્રાંતિ લેવા બેઠા. થોડીવાર થઇ એટલે એક વીસ વરસની લોઇ નામની કન્યા તેમાંની સમીપ આવીને ઉભી રહી, કબીરદાસને પુછવા લાગી. કે મહારાજ આપ કૌન હો ?

**કબીર**—હમ કબીર હૈ

**લાઇ**—આપકી જાતિ ક્યા હૈ ?

**કબીર**—કબીર હૈ.

**લોઇ**—આપકા ભેખ ક્યા હૈ ?

**કબીર**—કબીર હૈ

**લોઇ**—મહારાજ ! બહુતસે સંત યહાપર આતે જાતે હૈ પરંતુ ઐસા નામ જાતિ ભેખ નહીં સુના હૈ ?

**કબીર**—બેટા તું સચ કહતી હૈ. પરંતુ યે તિનો સબસેં ન્યારે હૈ.

આ પ્રમાણે કબીરદાસ તેને કહે છે તેટલામાં પાંચેક સંત ત્યાં આવીને બેસી ગયા. જેથી લોઇ નામની કન્યાએ સત્વર પર્ણકુટીમાંથી સાતશેર કઢેલું દુધ લાવી. વડપલ્લવના બનાવેલા પડીઆમાં વ્હેંચી આપ્યું. આશરે શેરનો ભરેલો દુધનો પડીઓ ભરી, કબીરજીના પણ મ્હોં આગળ મુકી દીધો; અને સાતમો પડીઓ લોઇએ પોતાને માટે રાખ્યો. સર્વ માહાત્માઓ પોતપોતાનું દુધ પી ચુકયા ત્યાં સુધી આપણા કબીરદાસે તેમનું પીધું ન હતું. તેમનો પડીઓ એમનેએમ ભરેલો હજી તેમના મ્હોં આગળ પડી રહ્યો હતો. જેથી સંતો કબીરદાસને કહેવા લાગ્યા.

**સંતો**—મહારાજ આપને દુધ અભીતક કયોં ન પીયા હૈ?

**કબીરદાસ**—હમારે રામજી એક મહાત્મા ગંગાપારસે અભી આતેહૈ ઉનકો દેંગે.

**લોઇ**—કબીર સાહેબ આપ અપના બાંટા પી જાઇયે, ઉન મહાશયોકે લિયે ઓર ગુરૂ કૃપાસે બહુતેરા હૈં.

**કબીરદાસ**—બેટા લોઈ! દેખ હમારે રામજી તો શબ્દ અહારી હૈ.

કબીરદાસ ગંગાપારથી આવનાર જે સંતની વાતચિત લોઇની સાથે આમ કરી રહ્યા છે, તે સંત મહાત્મા આવી પોહોચ્યા; કે સત્વર ક્ષણપણ વાર ન લગાડતાં સત્વર દુધ પી લીધું. અને પેલી લોઇ કન્યાને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**સંત**—હે સુતા! તું યે જંગલ બિયાબાનમેં કિસતરહ રહતી હૈ? તેરે માતપિતા કહાં રહતે હૈ?

**લોઇ**—મેરે માતપિતા કોઇ નહીં હૈ ? જો સંત પર્ણકુટીકે વિષે રહેને વાલેથે ઓર જીસને ઇસ પર્ણકુટીકા બનાઇ હૈ ઉનકા થોડે અરસેસેં સ્વધામગમન હુવા હૈ, ' વોહી મહાત્માને મુજકો પાલાથા. અબમેં એકલી રહતી હું.

**સંત**—માઈ ! વો સંત કૌનથે! ઓર કિસતરહસે તું ઉનકે પાસ આઇ'.

**લોઈ**—મહારાજ ! જો મહાત્માને મુજકો પાલીથી વો સંત યહાં રહતેથે ઓર વો બનખંડી દુધાધારીયે જો કોઇ સંત યહાંપર ઉનકે પાસ આતે જાતેથે, ઔર વો જબ મેરે આનેકા હાલ ઉનસે પુછતેથે તો વો યે કહેતેથે કી કે 'ભૈયા જબ હમ ગંગાજી કે તીરપર સ્નાન કરને લગે, ઇતનેમેં એક કમલીમૈ લિપટા હુવા ગઠ્ઠા આનકર હમારે બદનસે લગા હમને ઝટલેકે ખોલા તો ઉસમેંસે યે લડકા મિલા જીસ્સે લે જાકે લોઈ નામ રખકે દુધ દેદેકર પાલાહૈ.

**સંત**—અચ્છા અબ ભેદ પાયા ? વસ્ત્રોકે ગઠ્ઠેમેં મિલનેસેં તેરા નામાભિધાન લોઈ કહાયા.

**લોહી**—( કબીરદાસને પગે પડીને ) હે સ્વામિજી ! આપ કુછ મુજકો ઐસા ઉપદેશ કરીયે જીસમેં મનમેં શાંતિ હોવે.

**કબીરજી**—બેટા તેરા સ્વચ્છ દિલ નજર આતા હૈ, વાસ્તે હમારે રામજી યૈં કહતેહૈ કી બેટા સતનામ શ્રી સિતાપતિ રામજી કો નિરંતર જપાકરો ઔર સદગુરૂકી યથાર્થ સેવા કિયા કરો

**લોઈ**—જબ સ્વામિજી આપહી મેરે સદગુરૂ બન જાઓ! ઔર મુજકો આપકી સેવા કરનેકે વાસ્તે લે

જાઓ ! આપકી એક લડકી કે તરહાં આપકે
ચરનોમેં રહુંગી; ઔર તન મનસેં સેવા કરૂંગી.

**કબીરજી**--બેટા જેસી તેરી ઇચ્છા.

આ પ્રમાણે કબીરજીની પરોપકારી વાણી સાંભળી તે પુર્ણકુટી પેલા આવેલા છ મહાત્માઓને હવાલે કરી, લોઇ કબીરજીની સાથે, કબીર આશ્રમે આવી. અને સંત સાધુઓની તનમનથી વિશુદ્ધ પ્રેમ રાખી સેવા કરવા લાગી. લોકોમાં વાત એવી ચર્ચાઇ કે કબીર ભગતે ગૃહસ્થા શ્રમ માંડયો અને હવે કબીર સંસારી થઈ ગયા; સઘળું તપ અને દૈવત ગુમાવી બેઠા. આ રીતે કબીરદાસની નિંદા થવા માંડી. અને ઘણા ખરા લોકો તો હવે તેમને મોઢે કહેવા લાગ્યા. આપણા કબીરદાસ એથી વધારે ખુશી થયા હતા; કારણ કે કબીર સંસારી થવાથી, દૈવત ગુમાવી બેઠા એમ માની, કેટલાંક સંશયાત્મા જીવોના સંગથી થતિ ઉપાધી અને પોતાના રટણમાં નડતા વિક્ષેપથી, કબીરદાસ દુર થયા હતા. દૃઢ શ્રદ્ધાવાળા અને કબીરદાસના ખરા જીતેંદ્રિય સ્વરૂપના જાણીતા જે પુરૂષો હતા, તેજ કબીરદાસને આ સમયે વળગી રહ્યા હતા. આ જોઇ કબીરદાસમાંથી કાશીરાજાનો વિશ્વાસ પણ જતો રહ્યો હતો. ખરી રીતે જોતાં આપણા કબીરદાસ બ્રહ્મચારી અને નારીના ત્યાગી હતા તોપણ લોઇ આવ્યા પછી જગત ગમે તે પ્રકારે તેમની નિંદા કરવા લગ્યું. કબીરદાસ નીચે આપેલી સાખી નિંદાના ઉત્તરમાં સર્વને કહેતા હતા.

**ભગ ભોગે ભગ ઉપજે, ભગતે બચા ન કોય.**
**કહે કબીર ભગતે બચા, ભગત કહાવે સોય.**

આ પ્રકારના કબીરદાસના વર્ત્તન તરફ, રાજા તથા બહેલોલ લોદીનો પુત્ર સિકંદર લોદી બારીક રીતે તપાસ રાખતા

હતા. અને કબીરને સંસારી સમજી અદ્દશ્ય રીતે કબીરના વર્ત્તનની ઘડીએ ઘડીની નોંધ લેતા હતા. કબીરજીએ મનમાં વિચાર્યું કે જ્યારે આખું કાશીનગર ગૃહસ્થાશ્રમી કહેછે. અને સર્વેના મનમાંથી પ્રતિતિ ઉઠી ગઈ છે. ત્યારે છેક સુધી જગતને પણ કસી જોવું, કે કયાં સુધી તેની શ્રદ્ધા ટકી રહેછે. અને સત્યના સંગી છેવટે કેટલા જણ રહે છે, માટે લિલાપુરી કરી બતાવવી. કબીરદાસના આ નિશ્ચયને કેટલાક દીવસ વિતી ગયા. પછી એક સમયે તેઓ ગંગાજીના તટ ઉપર એકાંતે ફરતા હતા તેવામાં એક પ્રખ્યાત મુસલમાન કાશીનગરનો શેખ આવી પોહોચ્યો. તેને જોઈ કબીરદાસ નમ્યા એટલે તે પણ કબીરદાસને નમન કરી ઉભો રહ્યો. શેખ ઉભો રહી આસપાસ જુએ છે તો એક બે ત્રણ માસનું મુએલું બાળક ગંગાતટ ઉપર પડેલું માલમ પડયું.

**શેખ**—દેખો દેખો સ્વામિજી કૈસા યે લડકા ખુબ સુરત હૈ મગર બેજાન હૈ !

**કબીરદાસ**—( જોઇને ) આહા ? લડકા સુંદર હૈ. ઉસકા પ્રાણ કહાં હૈ? ઔર કિસ દ્વારસેં ગયા હૈ ખબરહૈ!

**શેખ**—મુરશદ ! યેતો ન માલુમ હૈ મગર યે જાનતા હું કે યે મરેલા માસુમ હૈ આપ બતાઇયે કે ઉસકા જાન કહાં હૈ ઔર કહાં ગયા હૈ ?

**કબીરદાસ**—શેખ સાહેબ ઉસકા જાન ન કંહી ગયા, ન આયા. જહાંથા વહાં મૌજુદ હૈ.

**શેખ**--અગર મૌજુદ હૈ તો બુલાઓ !

**કબીરદાસ**--( છોકરાને ) બેટા ચેતન હોજા રામજી કી ઇચ્છા હૈ !

**શેખ**--( બચ્ચાને ચેતન થએલું જોઈ આશ્ચર્યથી ) સ્વામીજી

આપને કમાલ કીયા, બેજાન માસુમ ઝીન્દા હુવા

**કબીરદાસ**--કમાલ કીયા, અચ્છા જબ હમને ઇસ બાલકે
કા નામ ભી કમાલહી રખ્ખા, ચલો પાલેંગે; જા-
ઓ યહી રામજીકી આજ ઇચ્છા હે.

આમ કહી બાળકને લેઈ કબીરદાસે પોતાના આશ્રમ તરફ ચાલવા માંડ્યું. અને શેખતો આભો બની ત્યાં ઉભોજ થઇ રહ્યો. અને થોડીવાર પછી કબીરજીના ચમત્કારથી અચરજ પામી પોતને ઘેર ગયો. આ બાળક કબીરજીને ત્યાં આવ્યા પછી શાહ અને લોકોમાં એમ વાત ચાલી કે કબીરજીની સ્ત્રી લોઇને પેટે બાળક ઉત્પન્ન થયો; અને કબીર હવે પુરે પુરા ઘરબારી થઈ ગયા. કબીરજીએ આ બાળક લાવીને, લોઇને સોપ્યો હતો. અને લોઇએ તેને ખવરાવી પીવરાવી ઉછેરી મોટો કર્યો હતો તેને કાશીનગરમાં કબીરના પુત્ર તરીકે સૌ કોઈ ઓળખતા હતા. આ બાળકનુ નામ કમાલ હતું અને તે કમાલ પછીથી કબીરદાસનો મુખ્ય શિષ્ય અને તત્વવિદ યોગી પુરૂષ તરીકે ઓળખાયો હતો. કબીરદાસને ત્યાં આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ મંડાયો હતો એમ સૌ કોઇ નગરવાસીઓ જાણતા હતા. પણ તેમાં સત્ય શું હતું તે કબીરદાસજ જાણતા હતા. કે તે લોઈ તે પોતાની પૂત્રીવત હતી અને આ કમાલ નામનો બાળક તે પૂત્રીના પૂત્ર રૂપે હતો. દુનિયા ગમે તેમ કહેતી પણ તેની દરકાર આપણા કબીરદાસ જરાપણ રાખતા નહીં હતા. કારણ કે તેમની રેહેણી કરણી કેવલ જલમાં કમલવત હતી. આ પ્રમાણે કમાલ મોટો થયો. એટલે તેને તત્વાભ્યાસ કરાવી કબીરદાસે પોતાના જેવો બનાવી દીધો. એ કમાલના રેખતા પણ જ્યાં ત્યાં પ્રસિદ્ધ છે. જેમાંનો એક રેખતો દ્રષ્ટાંત તરીકે મારા પ્રિય વાંચક વર્ગની ખાતર મુકુ છું.

## રેખતો.

**તુંહી હે નુર, તુંહી હે હુર, તુંહી હે પીર, પેગંબર;**
**તુંહી હૈ સિંહ, તુંહી હે શાહ, તુંહી હે હંસ, તુંહી સરવર.**
**મનીકો માર, ધનીકર યાદ, સદાયે રંગ નહીં રહેતા;**
**કહત હે કમાલ કબીરકા બાલ, ધોલે હાત સિંધુ બેહેતા.**

આવા અનેક રેકત્તાઓ કમાલે રચ્યા છે જે વેદાંત વિષયમાં સર્વોપરી ગણાય છે. આ સમયે કબીરદાસના વર્તનની સઘળી નોંધ ઇબ્રાહીમ લોદીનો પિતા અને બેહેલોલ લોદીનો પુત્ર સીકંદર લોદી રાખતો હતો; વળી જોનપુરનો રાજા વિરસીંહ વાઘેલો પણ કાશીમાં આવ્યો હતો અને તે કબીરજી સાથે ઘણો સ્નેહ રાખતો હતો. કરેલા સંકેત મુજબ કાશી રાજા શીલનિધીએ તથા સિકંદર બાદશાહે, કબીરની કસોટી કરવાનો નિશ્ચય કરી, કબીરદાસને દરબારમાં બોલાવવામાં આવ્યા. કબીરદાસે એવી લીલા કરીકે એક બગલમાં રૈદાસભક્તને લેઇ બીજી બગલમાં કોઇ એક વેશ્યાને લેઇ બે ચરણામૃતના સીસા બન્નેના હાથમાં આપી બજારને રસ્તે થઇ બાદશાહના દરબારમાં જતા હતા. રસ્તે જતાં જતાં લોકો આવો કબીરજીનો દેખાવ જોઇ, કબીરજીના ઉપર ધુળ ઉછાળવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે "અરરરર કબીરજીએ તો હવે બીલકુલ માઝા મુકી." આથી સૌ કોઈ કબીરજીની પ્રત્યે ધીક્કારની દ્રષ્ટિથી જોવા લાગ્યા. અને તેમના બાવનલાખ બનાવેલા ઉપદેશના ભજનો લોકોએ ઉતારી લીધાં હતાં તે લેઇને ગંગાજીમાં નાંખી દીધાં. આ પ્રકારે કબીરની નિંદા થવા લાગી, અને કબીરજી શાહના દરબારમાં આવી પોહોચ્યા. દરબારમાં પણ બાદશાહ તથા કાશીરાજા વીગેરે તેમના આવર્તનની નોધ વાંચી વાંચીને તથા અપકિર્ત્તિ સાંભળી સાંભળીને તેમને અયોગ્ય શ

બ્દો સંભળાવા લાગ્યા. કબીરદાસ તો મૌન્ય ધારણ કરી સર્વ સાંભળી રહ્યા. અને પેલા બે સીસામાંનું ચરણોદક દરબારની મધ્યસ્થ ગલીચા ઉપર રેડી દીધું. આ જોઇ સર્વ વિસ્મય પામ્યા. જોનપુરનો વિરસીંહ વાઘેલો રાજા કબીરદાસને કહેવા લાગ્યો કે કબીરદાસજી આ બધી ભર સભા વચ્ચે આપે આ સીસા ઢોળી કેમ દીધા.

**કબીરદાસ**—રાજા મેંને પરમાર્થકા કાર્ય કીયા હૈ. કયોં કે જગન્નાથજી કે મંદીરમેં પંડયાજી આગસે જલ જાતેથા. જીસ.લિયે પાનીસે ઉસકી આગ બુઝા દી.

**સિકંદર**—અચ્છા દેખતે હૈં અગર કબીકે બાત સચ્ચી હોગી તો તો કુછ હરકત નહીં હૈ. લેકિન કબી સચ્ચી ન હોગી તો શીર ઇઝત જાયગી.

**કબીરદાસ**—મેરે રામજી જાને કે ઇઝત કયા યા બેઇઝત કયા ? તુમકો મેરી બાતમેં ગર બિશ્વાસ ન હોયે તો ખાતર જમા કરો ?

**શીલનિધી**—બેશક ખાતરી થશે.

**સિકંદર**—અરે કોઇ હાઝર હય !

**હજુરી**—જી હુઝુર.

**સિકંદર**—જાઓ જગન્નાથજી કો જાકે પંડયાજીકો યે ખત દે આઓ, બાદ જવાબ લેતે આઓ.

**હજુરી**—જો હુકમ જહાંપનાહ ( હજુરી પત્ર લેઈ જગન્નાથજી જાય છે. )

આ પ્રમાણે સિકંદર લોદીનો હજુરી જગન્નાથજી પત્ર લેઇ સાંઢણી ઉપર સ્વાર થઇ રવાને થયો. દરબાર બરખાસ્ત થયો અને કબીરજી પોતાના આશ્રમે આવ્યા. પછી કે-

ટલેક દીવસે જગન્નાથજીથી પ્રત્યુત્તર લેઈ પેલો હજુરી સાંઢણી સ્વાર આવી પોહોચ્યો, અને બાદશાહને પત્ર આપી દીધો. બાદશાહે પત્ર વાંચી પુછેલી હકીગત સાચી જણાયાથી કબીરદાસને બીજે દીવસે પ્રાતઃકાળે દરબારમાં બોલાવ્યા. પણ કબીરદાસ આવ્યાજ નહીં. જોનપુરનો વિરસિંહ વાઘેલો આ હકીકત સત્ય જાણી કબીરદાસનો શિષ્ય થયો અને પૂર્ણ શ્રદ્ધાથી કબીરદાસનું યથાવિધી પુજન આદી દરરોજ કરવા લાગ્યો. અને કબીરદાસે પણ સત્ય નામનો યથાર્થ ઉપદેશ તેને કરી દીધો. સિકંદરને કબીરદાસમાં હજી પૂર્ણ વિશ્વાસ ચોટયો ન હતો. જેથી તેણે કાશીરાજાને કહ્યું કે કબીર મુસલમાન હોકે કંઠી તિલક લગાતા હૈ, હિંદુ ઔર મુસલમાન દોનોકે મઝબકી હાંસી કરવાતાહ ઐસા કયા ઈસ કાશીનગરી મૈં અંધેર ચલતા હૈ. કાશીરાજાએ કહ્યું કે જહાંપનાહ ત્યારે તે કબીરદાસની રેહેણી કરણી સાચી છે કે નહીં તેની પુર્ણ ખાતરી કરી પછી તેને વીષે ગમે તેવો અભિપ્રાય બાંધવો ઉચીત છે. કાશીરાજાનું આવું બોલવું સાંભળી, કબીરદાસની કસોટી કરવાનો લોદીએ નિશ્ચય કર્યો જેથી કબીરદાસને ફરીથી દરબારમાં બોલાવવા હુકમ કીધો. પ્રાતઃકાળમાં કબીરદાસને બોલાવેલા પણ તેઓ છેક સાંજે બાદશાહ પાસે આવી મૌન્ય ધારણ કરી ભદરબાર વચ્ચે ઉભા રહ્યા. બાદશાહ તેમને જોઈ નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

**બાદશાહ**--કયો. કબીર ભગત કુછ સલ્લામ યા અદબ કુછ ક્વાકત ન જાનતે હો. કયા એ અફસરો દરબાર રીયો ઔાદ ખુદ મેરેકોભી નિસ્લે ફત્થરકી દીવાલ માનતે હો ?

**કબીરદાસ**--જહાંપનાહ મુજકો સલામ કરના નહીં આતા હૈ

**બાદશાહ**—ભગતજી તુમકો ફઝરકે વખ્ત બુલાયાથા અબ

તુમ શામકે વખ્ત આયે ઇસકા કયા સબબ.

**કબીરદાસ**—શાહ હમારે રામજીને એક ગજબ હોતા હુવા દેખા ? તમાશા બડા ભારી થા અકલ હુશીયારી કા થા.

**બાદશાહ**—ઐસા કયા તમાશા થા જીસિકે લિયે તુમને શાહી હુકમ અદલ નમાના!.

**કબીરદાસ**—જહાંપનાહ ઐસા એક તંગ રાસ્તાથા જૈસા એક સુઇકા નાકા. પરંતુ ઉસ નાકેમેસે હઝારોં ઉંટોકી કતાર જાતી હુઈ દેખનેમેં આઇ; હમકો તમાશે કી હો પડી વો કારવાઈ.

**બાદશાહ**—કયા ભગત એસી જૂઠ બાતેં બચ્ચોંકે માફિક બનાતે હો. ન શરમાતે હો; ફકીર કહલાતે હો ?

**કબીર**—સિકંદરશાહ હમારે રામજી કભી જુઠ નબોલતે હૈ.

## સાખી.

**કબીર જુઠ ન બોલિયે, જબ લગ પાર બસાય;**
**ના જાનો કયા હોયગા, તિલકે ચોથે ભાય.**
**કબીર બુંદ સમુદ્રમેં, સહજ સમાના હોય;**
**કબીર સમાના બુંદમૈ, બુઝે બિરલા કોય.**

**બાદશાહ**—અરે ભગત તુમારી સાખીમેં અચ્છા સમજાયા હૈ; મગર હમકો કૈસિ જાનપરેકી ઉંટકી કતારેં સુઇ કે નાકે મેં સેં ચલી જાતી દેખી વો સચ્ચ બાત હૈ.

**કબીરદાસ**—અરે બાદશાહ હમારે રામજી ઇસકા ખુલાસા તુજકો કર દેતે હૈ. દેખલો જમીન ઔર અસમાસમાનકી દુરી ઔર ચાંદ સુરજ કે ઇતને બરતુલ કે અંદર કિતને ઉંટ ઔર હાત્તિ આદી અનેક જી

વ જાતે આતે હૈ. વે સબ તુમ્હારી આંખકી પૂતલી જો સૂપકે નાકે સેભી બ્હોત બારીક હૈ ઉસમેંસે જાતે હૈ. કયોં સચ્ચ બાત કે જુઠ?

**બાદશાહ**—હાં વોતો યકીન હૈ અચ્છા આપ અબ જાય જો કુછ હોગા વો ફિર દેખા જાયગા

**કબીરદાસ**—અચ્છા રામજી.

આ પ્રમાણે રજા મળવાથી આપણા વિશુદ્ધ અને ખુલ્લા અંતઃકરણ વાળા કબીર સાહેબ પોતાના આશ્રમ તરફ ચાલતા થયા. લોઈ અને કમાલ ઉત્પન્ન કરી ગૃહસ્થાશ્રમ માંડયાનો જુઠો આરોપ આવવાથી અજ્ઞાની લોકોમાં હવે કબીરદાસની ઘણી નિંદા થતી હતી. તેથી હવે ભંડારાનું ખરચ તદન નરમ પડી ગયું હતું. જે કબીરદાસના ખરા સ્વરૂપના જાણીતા અચળ શ્રદ્ધા વાળા તેમના ધર્મદાસ આદી શિષ્યો હતા, તેઓથી તથા કબીરદાસના સદગુરૂ રામાનંદ સ્વામિથી માત્ર કબીરદાસની યથાર્થ ગણના થતી હતી. બાકી સંશયાત્મા વાળા પુરૂષોએ તો કયારનોએ કબીરદાસનો સંગ તજ્યો હતો અને તેમાં રૈદાસ ચમાર તથા એક વેસ્યાને બગલમાં લેઇ તેમના હાથમાં સીસા રખાવી શાહ સિકંદરના દરબારમાં ભર બજારને રસ્તે થઇ જ્યારથી કબીરદાસ ઉઘાડે છોગે ગયા હતા તે દીવસથી તો તેમની પ્રતિષ્ઠા પણ છેક ઓછી થઈ ગઈ હતી; અને કાશીની તમામ વસ્તી તેમની કસોટી કેવી રીતે શાહ કરે છે ને પરીણામે શું નીવડે છે તે જોવાનેજ આ સમયે ઉત્સુક થઇ રહી હતી. આટલુ બધું આપણા વૃત્તાંતના નાયકને માથે દુઃખ હતું કે ટૂંકામાં અનાસુરતિ અન્ન મળે તો આશ્રમનો નિર્વાહ થતો; નહીં તો મઠમાંના સર્વ ઉપવાસ કરતા. આ વખતે આશ્રમમાં માત્ર કમાલ, લોઇ, અને કબીરદાસએ ત્રણ રેહેતા હતા. ધર્મદાસ તો નિત્યનિયમ પ્રમાણે ગુરૂ દ્વારામાં

નિરંતર જતા અને વાનપ્રસ્થાશ્રમને સેવતા હતા. પોતાના સદગુરૂની કસોટી થાય છે અને સદગુરૂની હવે કેવલ નિધર્ન સ્થિતિ થઇ ગઇ એવી જ્યાં ધર્મદાસને ખાત્રી થઇ ગઈ કે તરતજ, પોતાના પૂત્ર ચુડામણિને બોલાવી દરરોજનું કબીર મઠનું ખરચ પુરૂં પાડવા ધર્મદાસે આજ્ઞા કરી દીધી કબીરદાસ આશ્રમમાં આવ્યા તે વખતે મઠમાં ધર્મદાસ શેઠને ત્યાંથી સીધું આવી ગયું હતું; અને લોઈ તથા કમાલ આવેલા અતિથી સાધુંઓની પરોણાગત કરવામાં આશ્રમમાં મચી પડયાં હતા. કબીરદાસે મઠમાં આવી નિત્ય નિયમ પ્રમાણે પોતાના આસને બેસી પોતાના સત નામ સાહેબ શ્રી રામજીનું રટણ કરવા લાગ્યા. તેમની મુખ મુદ્રા ઉપર પ્રસન્નતાનો ભંગ થએલો કદી પણ જોવામાં આવતો નહીં હતો. તેઓ તો એક નિસ્પૃહી સિદ્ધ પુરૂષની સમાન સદા હાલમસ્ત રેહેતા હતા. કબીરદાસને જાણનાર સર્વ સત્સંગી સાધુઓ તો કબીરનાજ પક્ષમાં રેહેતા હતા. અને તેમની આસ પાસ બેસી દરરોજ જ્ઞાન ચર્ચા ચલાવતા હતા. તથા કબીરદાસ સર્વના સંશયો દુર કરતા હતા. પરંતુ કાશીની પ્રજાઅને કાશીનો રાજા, તેમની કસોટી કરવાના સામા પક્ષમાં હતાં જેથી, કબીરની કસોટીના શુભ પરિણામે કબીરની પ્રતિષ્ઠા હતી તેવી જામે એમ સૌ કોઈ નગરમાં એકે અવાજે કહેતા હતા. કસોટી થાઓ વા ન થાઓ તેનો કબીરદાસને હર્ષ શોક ન હતો. તેતો પોતાના સતચીદ અને આનંદ સ્વરૂપ શ્રીમદ ભગવાન રામચંદ્રજીના ચરણકમલમાંજ નીરંતર અહોરાત્રી વૃત્તી રાખતા હતા. અને મસ્તપણે જ્યાં ત્યાં વીચરતા હતા. કબીરમઠની સઘળી દેખરેખ તથા તેનો સઘળો નિભાવ લોઇ કમાલ ધર્મદાસ તથા રામાનંદ સ્વામિ મળી કરતા હતા. દાદુ, જમાલ, વિમાલ, પદ્મનાભ, પીપાજી વગેરે

કબીરદાસના મહાન સેવકો જોકે કબીર સાહેબની સેવા કરતા પરંતુ આશ્રમનું ધોરણ ઉપરના ચાર શિષ્યોથી ચાલતું હતું ત્યારપછી આઠેક દીવસ વિત્યા એટલે ફરીથી સિકંદર લોદીએ બીજી અનેક રીતે કબીરદાસની કસોટી કરવાનો નિશ્ચય કર્યો જેથી કબીરને દરબારમાં આમંત્રણ કરવામાં આવ્યું; તથા પુરવાસીઓ અને રામાનંદ સ્વામિને પણ કબીરમાં તાત્પર્ય કેટલું છે તે જોવા સારૂ બોલાવવામાં આવ્યા. કબીરદાસ કમાલ વીગેરેને લેઇ દરબારમાં આવી પોહોચ્યા. રામાનંદ સ્વામી પણ બીરાજ્યા હતા. અને કબીરની આસપાસ પ્રેક્ષક મંડળ પણ વિંટાઇ વળ્યું હતું. બાદશાહે કબીરજીને પ્રશ્ન કર્યો.

**બાદશાહ**—કબીરદાસ તુમ મુસલમાન કયૌં નહીં હોતેહો ?

**કબીર**—અરે શાહ સબ ઘટમે એકહી નુર હૈ.

**બાદશાહ**—અરે મગર તુમ મુસલમાન જુલ્લાહા હોકર અપને આપકો કબીર કહતા હૈ. યેતો: ખુદાકા નામ હે વાસ્તે તુમ્મારા અસલી નામ બતાઓ ન હરગીઝ દેર લગાઓ ?

**કબીર**— ગાયન ૬.

( તજદીયા પ્રાણુ—એ રાહ. )

**નામ હે કબીરા મેરા, સબ જગ જાહીર-**
**જો હૈ ઘટોઘટ સાંઇ, ભીતર બાહીર-નામ.**
**તીન લોકમેં નામ હમારા, આનંદ હૈ અસ્થાના રામ;**
**પાની પવન સુમેરૂ સમાના, રચ્યા યહબીધ જહાના.**
**સબ જંગ જાહીર-નામ.**
**અનહદ લહર ગગનમેં ગરજે, બાજે સોહં તાલી શામ-**
**બ્રહ્મબીજ હમતો પરકાસેં, હમ હે અજબ ખિયાલી-સ**

**યમ બંધનને લેવાં છુડાઇ, નિર્મલ કરો શરીરા રામ;**
**સુરનર મુનિ કોઇ અંત ન પાવે, પાવે સંત ગંભીરા-સ**
**બેદ કીતાબસે પાર ન પાવે, બડે મતિકે ધીરા રામ;**
**કહે કબીર તુમ સુનો સિકંદર, દાનો દીનકી પીરા-સબ**

**બાદશાહ**-જબ કબીરદાસ એસે તડપતે તુમ બોલતે હો તો જરૂર લોગોંકા કહના સચ્ચ હૈ. અભી ભી સમજ જાઓ નહીં તો દોજખ મે જાઓગે.

**કબીર**—જીસકો રામ રેહેમાન મેં ભેદ માલુમ હોતા હૈ જો અપને કુફ્ર કો ન તોડતા હે ઉસકો દોજખ મિલતા હે-હમારા નામ, હમારા મઝબા, હમારી જાતી, હમારા કુલ, હમારી ઔલાદ સબ કબીર હૈ.

**આર્યાવૃત.**

**ગગન ધરની પુનિ નાંહી, દિસે મેરે જ્ઞાન રદય પ્યારા;**
**આત્મરૂપ પરગટ નિજ, જગમેં સોતો નામ હે હમારા.**

**બાદશાહ**—અરે બડી બડી બાતેં બનાતે હો તો કયા કુછ પીતે ખાતે ન હો.

**કબીર**— **સાખી.**

**પાનીતે પેયદા નહીં, શ્વાસા નહીં સરીર;**
**અન્ન અહાર કરતા નહીં, તાકા નામ કબીર.**
**અનંત કોટિ બ્રહ્માંડમે, બંદી છોડ કહાય;**
**સોતો પુરૂષ કબીર હૈ, જનની જનાન માય.**

**કમાલ**—

**ચોરાસિ બંધન કટે, કીની કલપ કબીર;**
**ભવન ચતુર્દશ લોક સબ, દૂટે યમજંજીર.**

**બાદશાહ**—ઐસા કયા જબ કબીરદાસજી આપકો કયા ઝંઝીરભી હાર ન કરેગી.

**કબીરદાસ**—હમારે કો રામજીકે ભજન રૂપ બેડી જડી હુઈ
હૈ જીસ્સે અબ દુસરી જંજીર હમકો તૃણવત હૈ.

બાદશાહ આવા કબીરદાસના બેદરકારી વચનો સાંભળી ઘણો ચીડાઇ ગયો અને કબીરદાસને કહ્યું કબીરદાસજી અગર આપ સચ્ચે હોવે તો કલ શામકો ગંગાકે ઘાટ કે ઉપર બડા દંગલ બનાયા જાયગા, વહાં પર આપકી ફકીરીકા ઇમ્તેહાન લેને મેં આયગા તો બરાબર હાજર રહેના અભી દરબાર બરખાસ્ત કરના લાઝીમ હૈ. આટલું કહી પોતે અને કાશીરાજા પોત પોતાના સિંહાસનો ઉપરથી ઉઠી ચાલ્યા ગયા અને દરબાર વેરાઈ ગયો. આપણા વૃત્તાંતના નાયકની કસોટી કરવાનો બીજા દીવસનો ઠરાવ થયો, જેથી કબીરદાસજી કમાલને લેઇ સ્વામીજી સાથે પોતાના આશ્રમે આવ્યા; અને નિર્ભયપણે ચિતની પ્રસન્નતા પુર્વક નિત્યનિયમ પ્રમાણે પોતાના ઇષ્ટ, સદગુરૂનું સ્મરણ કરવા લાગ્યા. લોદી બાદશાહનું કાશીમાં આવવું, રાજા શીલનિધીની સાથે મસલત ચલાવી કબીરદાસની કસોટી કરવી, અને કબીરના ચમત્કારી ખુલાસા વીગેરે બનાવો, કાશીપુરીના લોકોને તો તમાશા રૂપે થઈ પડયા; અને તેથી તેઓ કબીરની કસોટીનુ પરીણામ જોવાની ઉત્કંઠા વાળા હોવાથી, કયારે બીજો દીવસ થાય અને બાદશાહ કબીરને બોલાવી કસોટી કરે તે જોવાય, એ પ્રમાણે મનમાં અધૈર્યતાને સેવતા હતા.

---

# પ્રકરણ ૮ મું.

## કબીર કસોટી અને તેના ચમત્કાર.

કાંટા વાવે જે તને, તેને વાવે ફુલ.
તારે ફુલનું ફુલ છે, તેને શુલની શુલ.

આ પ્રકારે આપણા કબીરદાસને સંકેત પ્રમાણે બીજે દિવસે લોદી બાદશાહ તરફથી ગંગાજીના ઘાટ ઉપર બનાવેલા દંગલના મેદાનમાં હાજર થવાને આમંત્રણ થયું હતું તે પ્રમાણે રામાનંદ સ્વામીની સાથે કબીરદાસ આવી પોહોચ્યા. આ વખતે દંગલના મેદાનમાં નગર વાસિઓની ઠઠ જામી રહી હતી. અને આશરે પાંચથી દશ હજાર સુધી માણસો તે મેદાનની આસપાસ કબીરની કસોટી જોવાને વીંટઇ વળ્યા હતા. સીકંદર બાદશાહ તથા કાશી રાજાને માટે ઉંચી એક ભવ્ય બેઠક બનાવી હતી તેમાં રજગૃહના માણસો પોતપોતાને સ્થળે બેસી ગયા હતા. સર્વ પ્રેક્ષક વર્ગ, લોદી બાદશાહ તથા કાશીરાજા આવી ગયા પછી આપણી વાર્તાના નાયક પોતાના સદગુરૂ રામાનંદ સ્વામીને લેઈ કેટલીક વારે આવ્યા હતા. એટલામાં બાદશાહનો હુકમ થયો કે કબીરદાસના ગળામાં તોક તથા પગમાં બેડી નાંખી તેમને દંગલની મધ્યસ્થમાં ઉભા કરો. આ સાંભળતાં હજુરીઓએ જઈ કબીરના ગળામાં તોક તથા પગમાં બેડી પેહેરાવી કબીરને મધ્યસ્થ ઉભા રાખ્યા. કબીરદાસે બાદશાહને ઉત્તર આપ્યો કે ગમે તેવી બેડી નાંખી, મને કબજ કરવા જશો પણ મેં મારા રામજીના નામ રૂપી બેડી કયારનીએ પ્હેરી લીધી છે, જેથી હવે આ તમારી બેડીઓ મને કશું કરી શકનાર નથી. આમ કહેતાં વારની સાથે તેમને પ્હેરાવેલી બેડી તથા ગળાની તોક તૂટી પડી; અને કબીરદાસ છૂટા થઇ ઉભા રહ્યા. બાદશાહ આ

જોઈ ચકીત થઇ ગયો. પણ વધારે ખાત્રી કરી જોવાને તેણે વધારે જાડી બેડી તથા એક ભારે તોક લાવી ફરીથી કબીરદાસના ગળામાં નાંખવાનો હુકમ કર્યો. ફરીથી હજુરીઓએ તેમ કર્યું પણ બીજીવાર પેહેરાવેલી તે જાડી બેડી તથા ભારે તોક પણ તુટીને જમીનપર પડી; જેથી છેવટે બાદશાહ ચીડાઇને પોતે કબીરદાસને બેડી પ્હેરાવવાને માટે ગયો. જઇને તેણે સૌથી જાડામાં જાડી બેડી કબીરને પગે જડી અને ગળામાં આશરે સવાસો મણના આશરાની ભારેમાં ભારે તોક પ્હેરાવી. લોદી બાદશાહ આ પ્રમાણે કરી રહ્યો અને તરતજ તે પણ બેડી અને તોક તૂટીને નીચે પડી. કે રીતે ત્રણેવાર કબીરદાસને ગળામાં તોક તથા પગમાં બેડી જડવામાં આવી, પણ તે તૂટી પડી જેથી બાદશાહે થાકી બેડી તથા તોક જડવાનું બંદ રાખ્યું; અને એક ઘાસની કોટડી બનાવી તેમાં કબીરને પુરીને સળગાવી મુકવાનો ઠરાવ કર્યો. લોદી બાદશાહનો હુકમ થયો કે સત્વર તેના હજુરીઓએ પરાળ ઘાસ લાવી એક કોટડી બનાવી દીધી એટલે સત્વર બાદશાહે નીચે પ્રમાણે કબીરને કહ્યું.

**બાદશાહ**—કબીર ભગત અગર યે ઘાસકી કોટડી કે અંદર તુમકો પરેઝ કરે, ઔર કોટડી જલા દેવે ફિર આપ કભી ઝીન્દા રેહોગે તો કુછ તુમ્હારી ફકીરી સચ્ચી સમજેંગે.

**કબીરદાસ**—બાદશાહ ચ્હાયવો રામજી કરો પરંતુ યે શરીરને હમારે રામજી કે નામપર જો ફકીરી-લીહેવો કભીભી જુઠી ન પડેગી.

**બાદશાહ**--અચ્છા દેખતા હું હરેક તરહસે તુમકો કસકે દેખતા હું; આપ કુટરીકે અંદર ચલે હમ બંદ કરકે ફિર ઇસકો જલા દેવે

**કબીરદાસ**—અચ્છા યેભી ઇચ્છા હોવે તો કરલો? મગર અયે બાદશાહ જેસેં શુદ્ધ કુંદન કે ઉપર હઝારો મન ગેરૂ લગાઓ પરંતુ શુદ્ધ કુંદનકા પ્રકાશ છીપાયા છીપ સકતા નહીં હૈ ઈસહી પ્રકારસે ચહાયવો હો જાય પરંતુ સચ્ચે આશકોંકી સચ્ચાઇ જાહેર હુએ બિના ન રહેતી હૈ

**બાદશાહ**—અચ્છા અગર આપ મેરી કસોટીમેં બાઝ આઓગે બેશક આશક કહાયે જાઓગે; સારી જહાનમેં પીર યા મુરશદ મનાયે જાઓગે, હમસેં ઔર કાશીરાજાસેભી બ્હોતસા ઇનામ પાઓગે પહેલે આપ ઈસ વખ્ત યે કોટડીમેં દાખલ હો જાય ફિર સબ દેખી જાય.

**કબીરદાસ**—અચ્છા. ( સ્તુતિ કરે છે ).

ગાયન ૯.

**કચ્છી કાફીની દેશી**

**પ્રેમી રમુજો અતિ ગહન હૈ, પ્રેમિ ભુવન સબસે**
**ન્યારા પ્યારા હો રામ—પ્રેમી.**
**પ્રેમીકો એક રામ અન્યસેં નાંહી કામ**
**આદિ અંતરૂ જુગજુગે, વો રામસેં સંગ્રામ-પ્રેમી.**
**જો દેખાસો દુખી દેખા, ધરિતનુના સુખી દેખા.**
**ઉદય અસ્ત યે બ્રિશ્વમેં બિએકસેં દેખા—પ્રેમિ**
**પાંચો તત્વ ભીતર એક ગુપ્ત વસ્તુ પરબ્રહ્મ**
**ગુરૂ શબ્દ કો ચિન્હી વાકો, બિરલ પાવે મર્મ-પ્રેમિ**

( અંદર કોટડીમાં દાખલ થઈ જાય છે. )

આ પ્રમાણે કબીરદાસ જ્યાં પેલી બનાવેલી ઘાસની ઓરડીની અંદર પેઠા કે તરતજ બાદશાહના એક હજુરીએ તરત તેનું બારણું વાસી સાંકળ દઈ કડી કરી દીધી; કે

તરતજ સિકંદર શાહે સળગાવવાનો હુકમ કર્યો. સર્વ પુરવાસીઓને તથા કાશીરાજા અને બાદશાહને પોતાને પણ એમજ લાગ્યું હતું કે કબીરદાસ આ પ્રયોગથી જીવતો રહેશે નહીં. પરંતુ રામાનંદસ્વામિ તથા કમાલ અને ધર્મદાસ વીગરે ધર્માત્મા પુરૂષો જેઓ કબીરદાસના વાસ્તવિક સ્વરૂપથી પુર્ણરીતે જાણીતા હતા, તેઓ તો એમજ સર્વને કહેતા હતા કે કબીરદાસ તો સિદ્ધ પુરૂષ છે, અને ત્રિકાળમાં તેમનો કોઇ વાંકો વાળ કરી શકનાર નથી. કેટલાક જેઓ કબીરદાસથી કેવલ અજાણ્યા હતા તઓ તો કબીરદાસને વારવા લાગ્યા. અને કેહેવા લાગ્યા કે " કબીરદાસ મિથ્યા ટેક મુકી દ્યો.?સત્તા આગળ શાણુપત નહીં નભે; " આ પ્રકારના અશ્રદ્ધાળુ અને અજ્ઞાન પુરૂષો અનેક નિર્માલ્ય વચનો અંદર રહેલા કબીરને, મોટે અવાજે કહી રહ્યા હતા. કેટલાક જેઓ ભોળા અને સ્વચ્છ અંતઃકરણવાળા પુરૂષો હતા તેઓ તો વળી એમ કહેતા કે ભાઇઓ કબીરદાસને સાક્ષાત શ્રી વિશ્નુ ભગવાન શ્રીમદ્ રામચંદ્રજી પ્રસન્ન છે એટલે કબીરને કશુંએ થનાર નથી.

આ પ્રકારે કોઇ કંઇ તો કોઇ કંઇ જેમ જેને ફાવે તેમ બોલતું હતું. કબીરદાસ કોટડીમાંથી નીકળી નાસી ન જાય તેટલા માટે સિકંદરશાહે તથા કાશીરાજાએ પોતાની ફોજનું કેટલુંક માણસ આસપાસ મુકી દીધું હતું. પણ આપણા કબીરદાસ નાસી જાય તેવા ન હતા. પેલી ઘાસની કોટડી અગ્નિથી સળગાવી કે તરતજ તેમાંથી ભડકે ભડકા નીકળવા લાગ્યા. થોડીવારમાં આખી કોટડી બળીને ભસ્મ થઈ ગઇ અને આપણા કબીરદાસ, જેમ કોઇ તપસ્વી પોતાના શરીરપરની ચોટેલી રખ્યા ખંખેરી સત્વર બાદશાહ અને પ્રક્ષેક વર્ગની મધ્યસ્થ આવી ઉભા રહ્યા. લોકો આશ્ચર્ય

પામ્યા અને બાદશાહ તો આ ચમત્કાર જોઈ કબીરદાસને જાદુગર તથા નજરબંધ માની નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

**બાદશાહ**—કબીરજી તુમકો ઘાસકી કોટડીમેં ડાલ કે જલાને મેં આયે મગર જીન્દે નઝર આયે; બેશક તુમ જાદુગર હો ઔર નજરબંધકે યે તમાશે દીખલાતે હો સચ્ચ કહદો ?

**કબીરદાસ**—રામજી જાને, હમતો ન જાદુગર હૈ ન નજરબંદ હૈ ન તો કિમીયાગર હૈ હમતો એક રામનામકે નોકર હે કે ન ડુબતે હૈ, ન જલતે હૈ, ન ફાસલતે હૈ હમેશાં હમારે રામજી સમ સર્વત્ર ભરપુર રહતે હૈ. ઉસીમેં જા મિલતે હૈ; કહો આપ અબ કયા ફરમાતે હૈ ?

**બાદશાહ**—ભગતજી અબ તુમકો યે ફરમાયા જાતા હૈકી આપ એક કિસ્તી ફત્થરકી ભરી હુઇ લાકે આપકો અંદર બીઠાદે ફિર કયા હોતા હૈ દેખે ? અગર આપ ન ડુબોગે તો ઇઝત રહેગી.

**કબીરદાસ**—અચ્છા જૈસી મરજી. હમારે રામજીકો કુછ ભી હો સકતા નહીં હૈ

**બાદશાહ**—અચ્છા અરે કોઇ હાઝર હૈ કે ?

**હજુરી**—આલમપનાહ કયા હુકમ હૈ.

**બાદશાહ**—એક કિસ્તી લાઓ ઓર ઉસકો ફત્થરસે લાદો, ઇતના વઝન ઇસમેં ભરો કે વો કિસ્તી એકદમ કબીરકે બેઠને કે સાથ ડુબ જાય. દેખે ફિર કબીરદાસ કયા કરતે હૈ.

**હજુરી**—જો હુકમ જહાંપનાહ.

આ પ્રમાણે બાદશાહનો હુકમ થવાથી તે હજુરીએ ગંગાજીના ઘાટ આગળ એક મોટી હોડી મંગાવરાવી તથા

તેની અંદર પથ્થરો ભરાવરાવ્યા. પથ્થરનું વજન એટલું બધું થઇ ગયું કે હોડી તળીએ બેડા વગર રહે નહીં; અને તે પથ્થરથી લાદેલી હોડી જોઇને સર્વને સહજમાં સ્પષ્ટ થયું કે કબીરદાસના બેસતા પેહેલાં તે હોડીના ચુરેચુરા થઇ જશે. અને કબીરદાસ જરૂર ડુબી જશે. આ પ્રમાણે હોડી ભરીકે તરતજ હજુરીએ બાદશાહને ખબર આપી કે હોડીને ફરમાન મુજબ પથ્થરથી ભરી કીનારા પર તૈયાર રાખી છે; આ સાંભળતાં વેંત બાદશાહે કબીરદાસને તેની અંદર બેસવાનો હુકમ કર્યો. કબીરદાસ તે હોડીની પાસે જઇ હોડીને તથા ગંગા માતાને સાત વાર નમસ્કાર કરી તરત તે માંહે બેસી ગયા. બાદશાહે કરેલા સંકેત પ્રમાણે માછીઓએ તે હોડી મધ્ય જળની અંદર હડસેલી મુકી. અતિશય પથ્થરનું વજન થઇ ગયેલું જેથી ગંગાજીના અથાગ જળની મધ્યસ્થ આવતાં આવતાં તે હોડીની વચમાંથી ગાબડું પડ્યું. ગાબડું પડ્યું કે અંદર પાણી ભરાવા માંડ્યું અને થોડીવારમાં તે હોડીમાં બેઠેલા કબીર સહીત ડુબી ગઇ. કીનારે રહ્યા રહ્યા સર્વ લોકો કબીર સહીત હોડીને ડુબતી જોઇ એકદમ મોટી બુમો પાડવા લાગ્યા કે "હોડી તથા કબીરદાસ ડુબી ગયા. અરે રામ રામ રામ બાદશાહે બિચારા પવિત્ર સાધુનો પ્રાણ લીધો. શિવ, શિવ, શિવ, એ રીતે સૌ કોઇ કહેવા લાગ્યા. પણ આપણા કબીરદાસ વાસ્તવિક જોતાં ડુબ્યા ન હતા. એતો કયારનાએ દંગલમાં જ્યાં પોતાનું સ્થાનક હતું ત્યાં જઈ ભીને શરીરે ઉભા હતા. અને બાદશાહ વીગેરે સર્વ પ્રેક્ષકો તે કીનારે દોડી આવી હોડી તથા કબીર દ્રષ્ટી ગોચર ન થતા હતાં તે જોવામાં રોકાયા હતા છેવટે બાદશાહ, સર્વ પ્રેક્ષક વર્ગ સાથે દંગલમાં આવ્યા. અને આપણા પ્રેમી ભક્ત કબીરદાસ જે કયારનાએ દંગલમાં આવી પોતાના સ્થળે ઉભા થ-

ઇ રહ્યા હતા, તેમના તરફ નજર પડી. સૌ કોઇ આ ચમત્કાર જોઇ ચકિત થઇ ગયા. અને હવે બાદશાહ તો કબીરદાસને ખરેખર જાદુગર તથા નજરબંધી પુરૂપ માનવા લાગ્યો. આ પ્રમાણે અત્યાર સુધી કબીરદાસની કસોટી કરવાના બાદશાહે જેટલા પ્રયોગો કર્યા તે સર્વેમાં આપણા કબીરદાસ વિજય પામ્યા હતા; અને બાદશાહ નિષ્ફલ થયો હતો ઘણા ખરા પ્રેક્ષક વર્ગને હવે નક્કી થઇ ગયું હતું કે કબીર કોઇ ખરેખર ચમત્કારીક સિદ્ધ પુરૂપ છે; અને તેથી તેનો પીછો લેવો એ યોગ્ય નથી. જેઓ અજ્ઞાન આવણથી ઢંકયેલા હતા તેઓ તો નજરબંધ સીવાય બીજું કાંઈ માનતા ન હતા. બાદશાહને પોતાના અંતઃકરણમાં જોકે હવે પુર્ણ રીતે સમજાતુ હતું કે કબીર એક સાચો યોગી છે તોપણ હજી વધારે ખાત્રી કરવાને કસોટી કરવા સારૂ, અનેક યુક્તિ પ્રયુક્તિઓ રચતો હતો.

**કબીરદાસ**— કયોં હઝુર અબ કુછ ઉમેદ દીલમે હોવે તો બર લાઇયે ન ગભરાઇયે, યે ગુલામ કબીરા કભી ઈનકાર ન કરેગા.

**બાદશાહ**--અચ્છા આજ આપકો ઈતનીહી તકલીફ દેને ચ્હાતે હૈ. ફિર દેખી જાયગી.

**કબીરદાસ**--અચ્છા જબ હમારે રામજી આજ્ઞા ચ્હાતે હૈ.

**બાદશાહ**--અચ્છા જાઇયે લેકિન આપકો જબ બુલાનેમેં આય તબ તુર્ત આપ તશરીફ લે આઇયે.

**કબીરદાસ**--બહોત ખુબ રામજી.

આ પ્રમાણે સંધ્યાકાળ પડતાં કબીરદાસને આશ્રમે જવાની બાદશાહની રજા મળી કે તરતજ તેઓ રામાનંદ સ્વામીને સાથે લેઇ ચાલતા થયા. આશ્રમે આવી પોહોચ્યા કે તરતજ તેઓ સાયંકાળની નિત્યનીયમપ્રમાણે શૌચ સ્ના-

નાદીક ક્રીયા કરી લીધી; અને સત્વર પોતાના આસન ઉપર બેસી એકાંતે સંયમઆદી ક્રીયાઓ કરવા લાગ્યા. રામાનંદ સ્વામી પણ સંધ્યાકાળ પડી જવાથી કબીરને આશ્રમે નહીં રોકાતાં બારોબાર પોતાના આશ્રમે ચાલ્યા ગયા હતા. કબીરદાસની આ પ્રમાણે લોદી બાદશાહ કસોટી કરતો હતો તેથી કમાલ બાદશાહ ઉપર ઘણોજ ચીડાતો હતો. અને પોતાને બાદશાહ સમીપ જવાને ક્યારે તક મળે એની રાહ જોતો હતો.

લોદી બાદશાહે બીજે દીવસે કબીરને કસોટી કરવા સારૂ નહીં બોલાવતાં કેટલાક દીવસ વાત વિસારે પાડી; પછી નાણી જોવાનો વિચાર કર્યો. કેટલાક દીવસો વીત્યા એટલે એક દીવસ એવો આવ્યો કે કબીર મઠમાં કેટલાક સાધુઓ આવી ઉતરેલા તે બધાને પુરૂં પડી શકે તેટલું અનાજ આશ્રમમાં ન હતું તેથી કબીરદાસે કમાલને કહ્યું કે બેટા સીધું લેઈ આવો! છેતરીને પણ પરમાર્થ કરવું એ આપણા સંત લોકોનો ધર્મ છે. ગમે તેમ થઇ જાય તોપણ સીધુ લીધા વના પાછા ન આવશો. કબીરદાસ એટલું કહી પોતાના સદગુરૂ રામાનંદ સ્વામિને ત્યાં ચાલતા થયા અને કમાલ કાશી નગરની અંદર સીધુ લેવા ગયો. તેણે એક બે મોદી ખાનાની દુકાને સીધા માટે યાચના કરી પણ કોઈએ પૈસા લીધા વગર સીધું આપવાને હા કહી નહીં. તેથી તેણે ધોળે દીવસે કોઈ વેપારીની અનાજની વખારમાંથી ચોરી કરી અનાજ લાવવાનો નિશ્ચય કરી એક વેપારીની દુકાનમાં પેઠો. વેપારી દુકાન ઉપર બેસી નામુ લખતો હતો તેથી તેનું ધ્યાન નામામાં હોવાથી કમાલને અંદર પેસતાં જોઇ શક્યો નહીં. કમાલે તો અંદર પેસીને અનાજના પ-

ડેલા ઢગલામાંથી જેટલું આશ્રમમાં અનાજ જોઇએ તેટલું એક ખાદીના મોટા કડકામાં બાંધી દીધુ. અને એક ખુણામાં ઘીનું ભરેલું કુલ્લું પડ્યું હતું તે પણ એક હાથે ઉચકી ખાંધ ઉપર નાંખી દીધું ! અને નિર્ભયતાથી અનાજની ગાંઠડી તથા કુલ્લા સાથે બહાર આવ્યો. દુકાનેથી ઉતરી પચીસેક કદમ ગયો નહીં એટલામાં તે દુકાનના માલધણી ત્યાંથી કુદી એકદમ દોડીને કમાલનું કાંડુ ઝાલી તેને ઉભો રાખી, ચોર ચોર સિપાઈ સિપાઇ એવી મોટેથી બુમો પાડવા લાગ્યો. રસ્તે આવતા જતાં માણસો એકદમ એકઠાં થઈ ગયાં અને શું છે શું છે કહેવા લાગ્યા. એટલામાં પાંચ સાત સીપાઈઓ પણ આવી પોહોચ્યા અને પેલા દુકાનના માલીકને શું થયું એમ પૂછવા લાગ્યા. વાણીઆએ તે ચોરને તથા ચોરીના મુદ્દામાલને બતાવી સીપાઇઓને સ્વાધીન કરી દીધા; સીપાઇઓ કમાલને પકડી લેઈ ગયા અને તેને કોટવાળ કચેરીમાં કેદ કરી દીધો. કાશી રાજાને આ વાતની ખબર થઈ. કમાલને કેદ નહીં કરતાં છોડી મુકી જ્યારે ઈનસાફ કરવામાં આવે તે વખતે હાજર રહેવાનો રાજાએ હુકમ કર્યો. જેથી ચોરીનો મુદ્દામાલ જપ્ત કરી કમાલને છુટો કર્યો; અને કમાલે આશ્રમ ભણી રસ્તો લીધો. હવે પ્રિય વાંચનાર કબીરના મઠ તરફ આપણે વળીએ. કમાલ સિધું લેવા ગએલો તેને ઘણીવાર થઇ હતી. કબીરદાસ પણ હજી સુધી ઘેર આવ્યા ન હતા. લોઇ સીતાની રાહ જોઇ રહી હતી. અને સીધું નહીં. આવે તો હે સીતાપતિ તમારી લાજ જશે એમ રામચંદ્રજીની અનેક પ્રકારે સ્તુતિ કરી રહી હતી. થોડીવાર થઈ એટલે રામચંદ્રજી મજુરના વેશે માથે અનાજનો કોથળો ઉચકી કબીર મઠ

ક્યાં છે? એમ બુમ પાડતા પાડતા આવતા હતા. તરત લોઇએ આવી તેમને જવાબ દીધો કે કબીરનો મઠ આ છે.

**રામચંદ્ર**—કમાલ ભગતે આ અનાજ મોકલ્યું છે તે ક્યાં નાંખવું છે.

મઠની અંદર આવેલા વિશાળ ચોકની અંદર પેલો કોથળો લોઇએ તરત ઠલવાવી દીધો. કોથળો ખાલી કરી મજુર ચાલતો થયો. અને લોઇ, આવેલુ અનાજ સ્વચ્છ કરી તેની રસોઇ કરાવવાને માટે તજવીજ કરવા લાગી હતી એટલામાં કમાલ આશ્રમમાં આવી પોહોચ્યો અને જુએ છે. તો ઢગલા બંધ અનાજ મઠના ચોકમાં પડેલું હતું કમાલે કહ્યું, માતાજી યે અનાજ કૌન લાયા.

**લોઈ**—બેટા તુમનેહી ભેજ દીયા ફિર કયો પુછતે હો?

**કમાલ**—માજી મૈંને તો નહીં ભેજા હૈ; ભેજને વાલે વોહી ત્રિલોકીનાથ હોગે.

**લોઇ**—એસા જબ ક્યા સીતાપતિઆ કે દે ગયે. વાહ પ્રભુ ભક્ત વત્સલ ભગવાન ઉમ્હારી બલીહારી.

---

**બંન્ને**— **ગાયન ૮.**

હેરામા, ધર્મ કષ્ટ કાટત નિશદીન; હે
નિભાઉ કે માંહી, બિલિ બચ્ચે રક્ષકે
ટીટોડી કે તિન, પ્રભુ જીવાયે આપને;
કપોત કે જો બાલ. મુખમેં આકે જબકુસે,
બાન છોડ પ્રભુ પ્રાન, સત્વર આપહી રાખીયો.
સતિ ાજ જ્યાં આપ, રખ્ખી હે ચિરપુરી કે
એસી હમરી લાજ. આજ પ્રભુ રાખત પ્રગટ
વારંવાર, મોરાર, કરો તુમ વ્હાર, હે સાર કેસોર—
વિશ્વંભર રામા.

---

આ પ્રમાણે સ્તુતિ પુર્ણ થઇ રહી એટલામાં કબીરદાસ આશ્રમે આવી પોહોચ્યા. કમાલે પોતાને સઘળી વીતેલી વાત કહી. કબીરદાસે તેને નિર્ભય દહી એક સિતાપતિમવિશ્વાસ રાખવા ઉપદેશ દીધો. ત્યારપછી કેટલાક દીવસ વિત્યા એટલે કબીરની કસોટી કરવા માટે, ફરી કબીરને આમંત્રણ થયું. કબીરદાસ ગંગાજીને કિનારે બાદશાહે મુકરર કરેલા સ્થળે વખતસર જઇ પોહોચ્યા. રામાનંદ સ્વામી તથા કબીરદાસના મુખ્ય શીષ્યો કબીરની કસોટીના પ્રસંગે હમેશ હાજર રેહેતા હતા, તે પ્રમાણે સર્વે જણ સંકેત કરેલે સ્થળે વખતસર જઈ પોહોચ્યા હતા. કાશીરાજા તથા બાદશાહ પોતાના માણસો સહીત પોતપોતાને સ્થળે બેઠા હતા. સર્વ પ્રેક્ષક વર્ગની ઠઠ જામી રહી હતી. અને એટલું લોક ભરાયુ હતું કે ઉપરથી થાળી જો ફેંકવામાં આવે તો સીધી નીકળીજાય થોડીવાર થઇ એટલે બાદશાહે તરત એક ઉન્મત હાથીને હાથી ખાનામાથી લેઇ આવવા હુકમ કર્યો; અને કબીરની ગાંઠડી બાંધી તે મેદાનની મધ્યમાં મુકી તે ઉપર હાથીને ચલાવવાનો નિશ્ચય કર્યો. ટૂકામાં હાથી તળે કબીરદાસને પીલાવી નાંખવાનો બાદશાહે સંકેત કર્યો હતો. આ પ્રમાણે કબીરદાસની ગાંઠડી કરી મધ્યમાં મુકી કે તરતજ એક ગાંડો મદોન્મત હાથી તેના ઉપર છોડી મુકયો. હાથીનો દેખાવ એવો ભયંકર હતો કે કોઇની પણ તેની આગળ જવાને હીમત ચાલી શકે તેમ ન હતું. સર્વ હાથીઓની અંદર આ હાથી ઉંચો, અને શ્રેષ્ટ હતો; તેમજ એટલો તો જોરાવર હતો કે તેને સાચવવાને દશ પંદર માવતો કાશી રાજાએ રાખ્યા હતા. તે ગાંઠડીમાં બંધાયેલા કબીરદાસ ઉપર હાથીને ચલાવવાની સઘળા માવતો કોશીશ ચલાવી રહ્યા હતા. પણ હાથીને તે ગાંઠડી કોઇ એક વિકાળ સિંહના સ્વરૂપમાં લાગ-

વાથી ચીસ પાડી પાડીને પાછો નાસી જતો હતો. માવતોએ અંકુશ તથા ભાલાના પ્રહારથી હાથીને તે ગાંઠડી ઉપર ચલાવવા અનેક પ્રકારે મેહેનત કરી; પણ હાથી એકનો બે થયો નહીં અને ભયભીત થઈ પાછે પગલે નાસવા માંડયો. છેવટે થાકીને બાદશાહે હાથીને તેના થાનમાં મુકી આવવા તથા બાંધેલા કબીરદાસને છોડી મુકવા હુકમ કર્યો. જેથી માવતો હાથીને પાછો લેઈ ગયા અને આપણા વૃત્તાંતના નાયકને ગાંઠડીમાંથી છુટા કર્યા. કબીરદાસ શરીર ખંખેરી રામ નામનું રટણ કરતા ઉભા થયા. અને બાદશાહને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**કબીરદાસ**—આલમ પનાહ અબ હમારે રામજીકી દુસરી અજમાયશ કરને ચ્હાતે હો.

**બાદશાહ**—કબીરદાસ, અભીતક તો આપ, આપકે ઇમ્તેહાનમેં ફતેહ પાયે હૈ, બાદ અબ કયા હોતા હૈ વો દેખને ચ્હાતે હૈ.

**કબીરદાસ**—કહીયે અબ આપ ઔર કુછ ફરમાતે હૈ,

**બાદશાહ**—કયા આપ જાતે હૈ ?

**કબીરદાસ**—બેશક અગર હમારે રામજીકા અબ કામ ન હોવે તો વૃથા વખ્ત ગુમાના રવાં નહીં હૈ.

**બાદશાહ**—કબીરદાસ અચ્છા અભી આપ બીન અંદેશે જાઇયે. કલ શામકો ચાર બજે યહાંપર આઇયે.

**કબીરદાસ**—જો રામજીકી ઇચ્છા.

આ પ્રમાણે કહી કબીરદાસ રામાનંદ સ્વામીને લેઇ ચાલતા થયા; બાદશાહ તથા કાશી રાજા પણ મુકામે ગયા અને સર્વ પ્રેક્ષક વર્ગ પણ વેરાઇ ગયો. કમાલ ઉપર ચોરીનું તોહોમત હતું અને તેનું પણ કામ ચાલવાનું હજી બાકી હતું

પણ કમાલને તેની ચિંતા ન હતી. કારણ કે પોતે ભજનાનંદી અને નિર્ભય પુરૂષ હતો. કબીર તથા કમાલ આશ્રમે આવી પોહોચ્યા અને નિત્યકર્મમાં નિત્ય નિયમ પ્રમાણે જોડાયા. કાશીરાજા તથા સિકંદર લોદીને હવે કબીરદાસમાં ધીરે ધીરે શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. પણ હજી બીજા ત્રણ પ્રયોગો કરવાનો બાદશાહનો વિચાર હતો. જેથી બાદશાહ પોતામાં પ્રગટ થએલી કબીર પ્રત્યેની પુજ્ય બુદ્ધિને દરશાવતો ન હતો. કાશીરાજા તો એટલેથીજ કબીરની સત્યતા માની ગયો હતો. અને હવે જ્યારે કબીર મળે ત્યારે માથુ નીચુ કરી બે હાથ જોડી વંદન કરતો હતો. પુરવાસીઓ પણ કબીરના ચમત્કારો જોઇ ચકિત બની ગયા હતા; અને કબીરને એક સમર્થ સિદ્ધ પુરૂષ તરીકે હવે માનતા હતા. હવે કાશી નગરનું એક બાળક સરખું પણ કબીરદાસની વિરૂધ બોલતું માલમ પડતું ન હતું. હવે પ્રથમની પેઠે કબીરદાસની કિર્ત્તિ વધતી જતી હતી. અને હવે સર્વના મનમાં કબીરદાસ પ્રત્યે પુજ્યભાવ ઉત્પન્ન થયો હતો. પ્રિય વાંચનાર ? આ વિશ્વમાં વસતા પ્રાણીમાત્રનો એવો નિયમ છે કે, ચમત્કાર વગર નમસ્કાર કદી કોઈ કરતુંજ નથી. કબીરદાસે ચમત્કારો કરી બતાવ્યા એટલે હવે આખું કાશી નગર નમવા લાગ્યું હતું. અને જ્યાં ત્યાં કબીરદાસના અદભુત ચમત્કારોની સ્તુતિ થઈ રહી હતી.

---

# પ્રકરણ ૯ મું.

## કબીર કસોટી અને તેના ચમત્કાર.

**જલથલ પૃથ્વી ગગન સા, બાહેર અંદર એક;**
**પુરણબ્રહ્મ શ્રી નરહરી, અકલિત પુરૂષ અલેખ.**

પ્રિય વાંચનાર ? કબીરદાસના ચમત્કારોથી તમને સ્પષ્ટ સમજાયું હશે કે તે ચમત્કારો સાક્ષાત શ્રી વિશ્નુ ભગવાન રામચંદ્રની પુર્ણ સ્હાયતાથી કબીરદાસે કરી બતાવ્યા હતા.અને રામચંદ્રજી કબીરદાસની પ્રેમલક્ષણા ભક્તિથીજ તેમને વશ વરતતા હતા. ટુંકામાં કબીરદાસની ભક્તિ તથા અચલ શ્રદ્ધા નોજ સર્વ પ્રતાપ હતો. કબીરદાસ તો સર્વ ઘટમાં વ્યાપી રહેલા પોતાના સિતાપતી શ્રીમદ ભગવાન રામચંદ્રજીનું રટણ કરતા એકાગ્ર ચિતે પોતાના આશ્રમમાં દ્રઢાસન વાળી સંયમની કોટડીમાં એકાંતે બેસી રહ્યા હતા. ત્રીજા પોહોરે પાછું દંગલની અંદર કબીરદાસ જવાનું હતું જેથી સમય થયો કે તરતજ બાદશાહનો હજુરી કબીરદાસને બોલાવવા આવ્યો. જેથી સંયમમાંથી ઉઠી કબીરદાસ પોતાના સદગુરૂ રામાનંદ સ્વામિને તથા પોતાના પ્રિય શિષ્યો કમાલ ધર્મદાસ વીગેરેને લઈને દંગલના વિશાળ મેદાન તરફ સિધાવ્યા. તેઓ થોડીવારમાં આવી પોહોચ્યા, ત્યાર પેહેલાં કાશી રાજા, બાદશાહ અને સર્વ પ્રેક્ષક મંડળ કયારનું એ ભરાઈ ગયું હતું. આજે તો બાદશાહે તથા કાશીરાજાએ, કબીરને તથા તેના શિષ્ય મંડળને ઘણો આવકાર આપી રાજગૃહના માણુસોને બેસવાના મંડપમાં બેસાડવામાં આવ્યા હતા. કારણ બાદશાહ અને કાશીરાજામાં કેટલેક અંશે કબીર પ્રત્યે વિવેક અને વિનય પ્રકટયો હતો. કબીરદાસ વીગેરે સર્વ

કોઇ શાંત થઈ ગયું કે તરતજ બાદશાહ, કબીર પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

**બાદશાહ**—મુરશદ ? અબ તુમકો મુરશદ કહેનેમેં ઝબાન અટકતી નહીં, બેશક મેં આજસે પીર વ મુરશદ આપકો કહુંગા વો સહી લેકીન દો ચાર ચીઝે આપસે દેખનેકી અભી બાકી રહી ગઇ. જો હુકમ હોવે તો બયાં કરૂં.

**કબીરદાસે**—આલમપનાહ ! અબ રામજી કાયકો ડરતે હો. રામજી જો કુછ દો ચાર બાકી હૈ વોભી દેખ લીજીયે જીતના હો ઉતના અરમાન પુરા કીજીયે.

**બાદશાહ**—અચ્છા મુરશદ કોઇ દીન મૌકા દેખકે દેખ લુંગા.

**કબીરદાસ**—અચ્છા જબ અભી આપ કયા ચ્હાતે હૈ. રામજી ફરમાઇયે!

**બાદશાહ**—આપ કુછ આપ કે દીલમેં જો આજાય વો કરામત દીખલાઇયે.

**કબીરદાસ**—અચ્છા જબ ચલો કાશીરાજાકી મ્હેલાતમેં!

આ પ્રમાણે કબીરનું કહેવું સાંભળી બાદશાહે તથા કાશીરાજાએ મ્હેલાતમાં જઇને કબીરની કરામત જોવાનો ઠરાવ કર્યો. કબીર રામાનંદ સ્વામી, રાજા અને બાદશાહ અને પછાડી પુરવાસી પ્રેક્ષકોનું ટોળું મ્હેલાત તરફ ચાલ્યું. થોડીવારમાં આખો દરબારગઢ જોનારા લોકોના ટોળાંથી ભરાઇ ગયો; અને મ્હેલાતના વિશાળ ચોકમાં કબીરની કરામત જોવાનું કામ શરૂ કરવામાં હવે ઢીલ ન હતી. બાદશાહ કબીરદાસને કહેવા લાગ્યો, કબીર ભગત કુછ ખુદાઈકી કરામત દીખલાઇયે.

**કબીરદાસ**—અરે રામજી કયા કરામત કરામત કરતે હો

દેખો દેખો મ્હેલાત કે સાતમે મજલે કે ઝરોખે
મેં સાત ઉંટ ચડ ગયે હે ! રામજી દેખો ?

આટલું કહેતામાં સૌ કોઇએ પેલી મેહેલાતના સાતમા માળના ઝરૂખા તરફ નજર કરી, જુએ છે તો ઝરૂખામાં આશરે સાત ઉંટ તકતા ઝુમરો અને દીવાલગીરીઓના કાચો લાંબા હોઠેથી હલાવી હલાવી નીચે પાડી ફોડી નાંખી દોડ ધામ કરતાં જણાયા. કાશી રાજા શીલનીધી આ જોઇ એકદમ ગભરાયો અને લોકો પણ જોઇને ત્યાંને ત્યાં આશ્ચર્યતાની સાથે સજડ થઇ ગયાં હતાં. આ ઉંટ ઝરૂખામાં શી રીતે ચડી ગયાં તેનો સૌ કોઈ વિચાર કરતું હતું. અને રાજા શીલનીધી તો પ્હેરેગીરોને તથા હમાલોને બુમો પાડી કહેવા લાગ્યો કે હરામખોરો આટલા બધાં ઉંટો સાતમાલ સુધી ચડી ગયાં અને આટલું બધું રમખાણ વળ્યું, ત્યાં સુધી કોઇએ જોયુંજ નહીં;માટે તમને નોકરી પરથી દુર કરવામાં આવે છે. અને કબીરદાસને રાજા કહેવા લાગ્યો કે ભકતરાજ આટલાં બધાં ઉંટ મારા મ્હેલના સાતમા માળના ઝરૂખા સુધી, આટલા પ્હેરાચોકી અને બંદોબસ્ત છતાં ચડી શી રીતે ગયાં તેનું કારણ કહેવા કૃપા કરો? કબીરદાસે ઉત્તર દીધો રાજાજી આપકી નાકમેં જો સાતે ઉંટઅદ્દસ્યથે વોબહાર તુમકો પ્રગટ હુએ હે. ઈસમેં આશ્ચર્ય નહીં હે. ઔર નોકર ચાકરોકી કસુર નહી હે. રાજા તો આ સાંભળીને વધારે વિસ્મય થતો ગયો. અને ફરી બોલ્યો હે ભગતરાજ વળી મારા નાકમાં સાત ઉંટ કયાં હતા એવી અસભ્ય વાણી કેમ ઉચારો છો. આપ કૃપા કરી ખુલાસો કરો. આ વાત સાંભળતા કબીરે નીચે પ્રમાણે કહ્યું.

**કબીરદાસ**—અયે રાજા વો સાત ઉંટ, કામ, ક્રોધ લોભ,

મોહ દ્રોહ ક્ષોભ, ઔર મત્સર હૈઃવો તુમારી કાયા રૂપી મ્હેલાતમેં દોડ ધામ કર તે હૈં બ્હોતસા નુકસાન કરતે હૈં વાસ્તે તુમકી ધન સાંતો કોની કારોગે તો કામ બનેગા નહીંતો વો સાતોં ઉંટ બિલકુલ મ્હેલમેં મૌજુદ રહેંગે તોભી ઉનકે વક્ર અંગોકી વક્રગતિસેં અંદર સબ તોડફાડ કર ડાલેંગે

**શિલનિધી**—યોગીરાજ યથાર્થ હૈ પરંતુ વો ઉંટ જબ સબ જીવો મેં હોતે હૈ ઔર સદગુરૂ ઔર સત્શાસ્ત્રો કે સંગ રૂપી ઝેરબંધોસે હકાલે જાતે હૈ એસા સબ વિદ્વાન કહતે હૈ ઇસમે કયા તાજુબી હૈ?

**સિકંદર**—બેશક ઉસમેં કુછ તાજુબી નહીં.

**કબીર**—તાજુબી યેહી હૈ કી તુમ્હારે રામજીને વો અદૃશ્ય સાતોં ઉંટ ઇસ કાયા મ્હેલમેં રહે કે કૈસા નુકશાન કરતે હૈ ઉસકા તાદૃશપના તુમને નહીં કીયાથા જો આજ; કરાયા ઔર દ્રષ્ટાંત કો બતાયા કુછ ન ભેદ સમજાયા ?

આ પ્રમાણે થોડીવાર કાશીરાજા અને કબીરદાસનો સંવાદ ચાલ્યો; ત્યારપછી સર્વને દેખાતાં તે સાતે ઉંટ બંદ થયાં અને બાદશાહને કબીરમાં પુર્ણ રીતે શ્રદ્ધા ચોટી. જેથી કબીરને વિનયથી પગે લાગ્યો. અને કાશીરાજા તો ઉંટોનો ચમત્કાર જોઈ કેવળ કબીરદાસને પગેજ પડી ગયો હતો. આ ઉંટોનો ચમત્કાર એવો કબીરદાસે સર્વની સમક્ષ બતાવ્યો હતો કે સૌ કોઇને કાશીરાજા સાથે કબીરે કરેલા તે ઉંટોના ખુલાસાથી સદુપદેશ મળી ગયો; અને કામ ક્રોધ તથા

આદી ઉપર કહેલા સાતે ઉંટોને દરેક યુક્તિથી કાયા મહેલના બ્રહ્મરંધ્રરૂપી સાતમા મજલેથી ઉતારી મુકી બહાર કાઢી મુકવા જોઈએ; એ કબીરદાસનું કહેવું સૌ કોઇએ કબુલ રાખ્યું. આ પ્રમાણે ઠઠ જામી રહીછે અને તે મેદની કબીરદાસના ચમત્કારથી ચકીત બની રહી છે. એટલામાં એક હજુરીએ બાદશાહ પાસે આવી, ગોરખનાથ સિદ્ધ જે મત્સ્યેંદ્રનાથના શિષ્ય અને નવનાથ પૈકીના એક નાથ અને અમરપુરૂષ હતા તેમના કાશીપુરીમાં થએલા આગમનની ખબર કરી; જેથી ગોરખનાથ પાસે હવે કબીરજીની પ્રરીક્ષા કરાવવી એવો પોતાના મન સાથે નીશ્ચય કરી બાદશાહે બીજા દીવસના પ્રાતઃકાળે ગંગા કીનારે આવેલા રામાનંદ સ્વામિના આશ્રમે હાજર રહેવાની કબીરદાસને વિનંતી કરી કે તરતજ દરબાર બરખાસ્ત કરી કાશીરાજા, તથા લોદી બાદશાહ ચાલ્યા ગયા. અને કબીદાસ પણ પોતાના મંડળ સહીત પોતાના આશ્રમે આવ્યા. લોક પણ બધું વીખરાઈ ગયું. બાદશાહે અને કાશીરાજાએ તે રાત્રિએ ગોરખનાથને મળી રામાનંદ સ્વામીને આશ્રમે કબીરની પરીક્ષા કરવા મસલત કરી રાખી હતી. અને આપણા કબીરદાસતો ભોળા ભાવે રામૈયા જેવા હતા જેથી બાદશાહ તરફથી તેડું આવે એટલે જઇ આવવું એટલુંજ માત્ર સમજતા હતા. ગોરખનાથે બાદશાહ તથા કાશીરાજાના આગ્રહથી પોતાની મરજી વીરૂધ્ધ કબીરની પરીક્ષા કરવાને કબુલ કર્યું હતું; જેથી ગોરખનાથને પણ સંકેત મુજબ બીજે દીવસે પ્રાતઃકાળે રામાનંદ સ્વામીના આશ્રમે જવાનું હતું. નગરવાસીઓને પણ બીજા દીવસના પ્રાતકાળમાં કબીરની ગોરખથી લેવાતી પરીક્ષાનું પરીણામ જોવાની અતિશય ઉત્કંઠા હતી. જેથી કયારે પ્રાતઃકાળ થાય અને રામાનંદ સ્વામીના આશ્રમે જઇને ગોરખ અને કબીરની કરામત વાળી લઢાઇ

જોવાય એમ સૌ કોઇને ચીતમાં ચટ લાગી રહી હતી. આપણા કબીરદાસતો આશ્રમમાં આવી આખી રાત સમાધીસ્થ થઈ ગયા. અને રામાનંદ સ્વામિ સાયંકાળના પોતાના નિત્ય નિયમ પ્રમાણે રાત્રી વ્યતિત થઇ અને જ્યાં ચાર વાગ્યાંના ચોઘડીયા શ્રી સાક્ષાત સ્વયંભુ કાશી વિશ્વનાથ મહાદેવના દેવળમાં વાગવા શરૂ થયા કે સત્વર કબીરદાસ આસનેથી ઉઠી શૌચ સ્નાનાદીક ક્રીયા કરી પોતાના સદગુરૂ રામાનંદ સ્વામીનું પુજન કરવા સારૂ તથા તેમની કથા શ્રવણુ કરવા સારૂ પરોઢીઆના ૭ વાગતા, પેહેલાંતો સ્વામિ રામાનંદના આશ્રમે આવી ખડા થઇ ગયા હતા. કબીરદાસ પોતાના સદગુરૂના આશ્રમે આવ્યા. તે વખતે સદગુરૂ રામાનંદ સ્વામિ ઠાકોરજીની પુજા સેવા કરી આરતી ઉતારવાની તૈયારીમાં હતા;થોડીવારે આરતી થઇ રહી એટલે પરવારીને સ્વામીજી મંદીર બહાર આશ્રમની ઓસરીમાં જ્યાં હમેશાં સર્વને કથા શ્રવણુ કરાવતા હતા ત્યાં અગાડી આવીને બાજઠ ઉપર મૃગચર્મનું આસનં નાંખી બેઠા; એટલે તરતજ કબીરદાસે સદગુરૂનું અર્ચન, ધ્યાન, ધુપ. દીપ, દક્ષણા સહીત યથાવીધી પુજન કર્યું. અને સદગુરૂના ચરણુ ધોઇ ચરણોદક એક પાત્રમાં ભરી લીધું જેમાંથી પોતે થોડુ પીધું; અને બીજું પોતાના મંડલમાં વ્હેચવા સારૂ કમાલને આપી દીધું. કમાલે પોતાના ગુરૂ બંધુઓમાં વ્હેચી દીધું અને પછી કથા શ્રવણુ કરવાને તે પોતાના સદગુરૂ કબીરદાસની પાછળ બેઠો; અને કમાલની પાછળ સર્વ કબીરપંથી સત્પુરૂષો બેઠા. એક તરફ કથા શ્રવણુ કરવા આવનાર શ્રોતાજનોને માટે ગોઠવેલી બેઠકમાં એક પછી એક શ્રોતાઓ પણુ હવે ભરાવવા લાગ્યા હતા. અને સાડા ૭ થતા થતામાં રામાનંદ સ્વામિનો આશ્રમ શ્રોતૃવર્ગથી ભરાઈ ગયો હતો. અને કંથા શરૂ કરવાની તૈયારી થતી હતી

એટલામાં સિકંદરશાહ આવી પોહોચ્યા. સિકંદરશાહની બેઠક આશ્રમ નજીક વર્ણાશ્રમ ધર્મને અનુસરી કેવલ જુદીજ રાખવામાં આવી હતી. અને ગોરખનાથની તથા કાશીરાજાની બેઠક રામાનંદ સ્વામિના આસન નજદીક ગોઠવી રાખી હતી, તે પ્રમાણે ત્રણે જણને બેસારવાની વ્યવસ્થા કરી રામાનંદ સ્વામિએ કથાનો પ્રારંભ કર્યો. ગોરખનાથ રાજા વગેરે પ્રેક્ષકવર્ગ જે અર્થે આવ્યો હતો તે કામ કથાની સમાપ્તિ થયા પછી શરૂ કરવું એમ ધારી શાંતિથી કથા શ્રવણ કરતો હતો. આશરે આઠેક વાગ્યાને સુમારે કથા બંદ કરવામાં આવી એટલે ગોરખનાથને બાદશાહે કબીરની કસોટી કરવાને માટે ઇશારત કરી, એટલે તરત ગોરખનાથ સાવધાન થયા અને કબીરની પરીક્ષા કરવાની પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા.

---

# પ્રકરણ ૧૦ મું.

## કબીર અને ગોરખ.

**કોટી વીષ્નુ થઇ ગયા, દશ કોટી ધનરાય**
**અનંત શંભુ થઇ ગયા, યોગીની પલમાંય.**

પ્રિય વાંચનાર આપણી વાર્તાના નાયક કબીરદાસની ગોરખ આજે પરીક્ષા લેવા સારૂ બાદશાહના સંકેત મુજબ રામાનંદ સ્વામીના આશ્રમે ભરાયેલી ભર સભાની અંદર એક આસને બિરાજ્યા હતા, ત્યાંથી ઝટ ઉભા થઇ કબીરદાસની સમક્ષ આવી ઉભા રહી બોલ્યા કે ભક્તરાજ, આપ મેરે માફીક ત્રિશુળ જમીનમેં ગાડકે ઉસકી નોકપર આસન લગાકે બૈઠ જાઈયે. એમ કહી એક ત્રિશૂળ જમીનમાં દાટી તેની ત્રણ અણીઓ ઉપર ગોરખનાથ આસન જમાવી બેસી ગયા. આ જોઇ સર્વ લોકો ચકિત થયા હતા પણ કબીરદાસને તેથી જરા પણ આશ્ચાર્ય ઉત્પન્ન થયું નહીં, ને ઉલટા ગોરખને કહેવા લાગ્યા કે યોગિંદ્ર યેતો કુછ બડી બાત નહીં હૈ. ઇસસે બહડકે મેરા એક છોટાસા ચેલાયે કમાલ આપકો કચ્ચે સુતકે છેડેકે અગ્રભાગપર આસન લગાકે બૈઠ બતાયગા ફિર આપકો યકીન આયગા?

**ગોરખ**—અચ્છા જબ કમાલ કરકે દીખલા દો!

આ સાંભળતાંજ કમાલ તરતજ બેઠો હતો ત્યાંથી ઉભો થયો અને સભાની મધ્યસ્થ આવી ગોરખને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

**કમાલ**—જોગીરાજ અવિવેકકી ક્ષમા ચાહતા હું ઔર દો સુખન બોલને ચાહતા હું.

**ગોરખ**—બેટા તુમ કબીરકા બાળક હો સો મેરાહી હો; બીલકુલ નિડર હોકે કહો?

**કમાલ**—યોગીરાજ મેં આપકે સાથ મુકાબલા કર સકુગા ઔર હમારે સદગુરૂ સત નામ શુદ્ધ રામજી સ્વરૂપ કબીર સાહેબ આપકે ગુરૂ મછેંદ્રનાથ કે સાથ મુકાબલા કરને યોગ્ય હૈ. ત્રિશળ ગાડકે ઇસકે ઉપર છોટાસા યોગીભી બૈઠ સકતા હૈ પરંતુ કચ્ચે સુતર કે તારકે અગ્ર ભાગ ઉપર ગગન મંડલમે આસન દ્રઢ લગાયકે રામજીકી ઇચ્છાસે યે દાસકે સમાન બૈઠ કે બતલાયદે ઇસકો હમ પુરા જોગી કહે બાકી ઔર સબ જુઠ હૈં.

**ગોરખ**—વાહરે બાલકા જબતો તુ તેરે સદગુરૂ કબીર ઔર હમારે ગુરૂ મત્સ્યેંદ્રનાથસે ભી બ્હડ ગયા. અચ્છા તેરા ભી ચમત્કાર યે સબકે બિચમેં દીખલા દે ?

**કમાલ**—અચ્છા જબ મહાપુરૂષ ધ્યાનસેં દેખના.

આમ કહેતાની સાથે પોતાની પાસે એક કાચા સુતરનું કોકડું હતું તે ઉકેલી તેનો છેડો લેઇ આકાશ તરફ ફેંકી આશરે સો દોઢસો ફૂટની ઉંચાઇએ અધર રાખી પદમાસન વાળી તેના ઉપર બેસી ગયો અને સર્વને નમસ્કાર કરવા લાગ્યો. આ જોઈ સર્વ લોકો વિસ્મયતાથી હર્ષનાદ સાથે તાળીઓ પાડવા લાગ્યા. ગોરખનાથ પણ આ જોઇ ચકીત બની ગયા અને કમાલને છેવટે થાકીને ઉતરી જવાને વીનંતી કરી; કમાલને કબીરદાસની ઉતરવાની આજ્ઞા થતાંની સાથે સત્વર દોર સંકેલી નીચે ઉતરી ગોરખની સમક્ષ આવી સપ્રેમ સાષ્ટાંગ કરી પોતાના સદગુરૂ કબીરની ચરણરજ માથે ચડાવી કબીરની પાછળ પોતાના મુળસ્થાને બેસી ગયો. બાદ કબીરદાસ ગોરખને નીચે પ્રમાણે વીવેકથી કહેવા લાગ્યા.

**કબીરદાસ**—ક્યૌં મહાત્મા અબ કુછ પરીક્ષા હમારે, રામ-

જીસે લેનેકી ઉમેદ હૈ અગર હોવે તો પુરી કર:લીજીએ નહીંતર ફિર ઐસા મોકા કહીંભી ન મીલેગા.

**સિકંદર**—(ગોરખને) બેશક વલ્લાહ ઐસા ફિર કબીરકી પરીક્ષા કરનેકા વખ્ત ન હાથ આયગા.

**ગોરખ**—અચ્છા જબ મૈં યે ગંગાજલમેં ગુમ હો જાતા હું અગર કબીરદાસ મહા સામરથ કહાયે જાતે હૈ, તો મુજકો ઢૂંઢ નિકાલે

**સિકંદર**—બેશક યેભી ઇમ્તેહાન ઠીક હૈ. ક્યોં કબીરજી આપ ગોરખનાથજીકો જલમેંસે ઢૂંઢ નિકાલીયે.

**કબીરદાસ**—હમારે રામજીકો કોઇભી તરહસે ઇનિકાર નહીં હૈ. જો કુછ ફરમાવોગે વો હમારે રામજીકો સહી હૈ. ચલો ગોરખનાથજી આપ ગંગામે ગિરીયે અ. ભી રામજીકી ઇચ્છાસે ઢૂંઢકે બાહર નીકાલ કે સબકે સામને આપકો ધર દુંગા નકભી હરગીઝ કોઇ પ્રકારસે ડરૂંગા.

આ પ્રમાણે કબીરદાસના વચન સાંભળતાંની સાથે ગોરખનાથ ઘાટના પગથીઆ ઉપરથી તરત ગંગામાં કુદી પડયા. અને જળની અંદર અદ્દશ થઇ ગયા. કબીરદાસ પણ તેમની પાછળ તરતજ પડયા અને તે પણ અદ્દશ થઇ ગયા. સર્વે કોઇ આ જોઇ આશ્ચર્ય પામ્યું, અને હવે શું થાય છે તે જોવાની અધૈર્યતામાં ટગર ટગર ગંગામાતાના જળ તરફ જોવા લાગ્યું. બાદશાહ અને કાશીરાજા વીગેરે તો સ્તબ્ધ થઇ જોયાજ કરતા હતા થોડીવાર થઇ કે તરતજ એક મોટા મચ્છ ખાંધ ઉપર નાંખી કબીરદાસ જળમાંથી ભીના શરીરે બહાર આવ્યા અને બધાંની વચમાં તે મચ્છને મુકી બાદશાહને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**કબીરદાસ**—અયેશાહ, યે મચ્છીમેં ગોરખનાથજી છીપાયે હુવે હૈ જીસલિયે છુરી લાઇયે મચ્છીકો ચિરકે ગોરખનાથજીકો બહાર નીકાલદું ઉનકા સવાલ પુરા કરદું.

**બાદશાહ**—અચ્છા ભક્તરાજ ! લિજીયે ખુદ યે મેરી કટાર મેરી કટાર, ( કટાર આપીને ) જીસ્સે મચ્છી ચિરો ઔર ગોરખનાથજી કો નીકાલો બહાર.

**કબીરદાસ**—અચ્છા. ( કટાર લેઇ મચ્છ તરફ નજર કરી ગોરખનાથને ) પરંતુ અયે ગોરખનાથજી આપ મચ્છીમેંસેં બહાર નીકલ આઓગે તો અચ્છા હૈ નહીં તો મચ્છી ચિરી જાયગી. ચિરતે ચિરતે અગર આપકો ઇસ કટાર લગ જાયગી તો હમારી ખતા ન કહી જાયગી. રામજી.

આ પ્રમાણે કબીરદાસે ગોરખનાથને ત્રણવાર કહ્યું પણ તે મચ્છમાં ભરાયેલા ગોરખનાથ બીલકુલ કબીરદાસને ઉત્તર આપ્યોજ નહીં; જેથી કબીરદાસ નીચે બેસી પેલા મચ્છને બે પગ વચ્ચે ઘાલી કટારીથી મચ્છ મોઢેથી ચીરવા લાગ્યા. મચ્છના માથાથી તે ગળા સુધી કટારી જ્યાં આવી પોહોચી કે તરત ગોરખનાથજી એક છલંગની સાથે કુદી સર્વની સમક્ષ આવી ઉભા રહ્યા; એટલે કબીરદાસ પણ તરતજ મચ્છ અને કટાર પડતી મુકી ઉભા થઇ ગોરખનાથને પગે પડયા. સર્વ જોનારા લોકો તો દિંગ થઇ ગયા અને કબીરદાસની ઘણીજ સ્તુતિ કરી; અને ગોરખનાથજી તો કબીરદાસને એકદમ ભેટીજ પડયા. આ બનાવથી બાદશાહ અને રાજાને કબીરદાસની મહત્વતા પુર્ણ રીતે સમજાઈ હતી; અને ગોરખની ફકીરી કરતાં કબીરદાસની શ્રેષ્ટ છે એવી ખાતરી થઇ હતી. આ પ્રમાણે કબીર-

દાસે ગોરખને ગંગામાંથી શોધી કહાડયા ત્યારે કબીરદાસે ગોરખનાથજીને કહ્યું કે હવે આપ મને શોધી કહાડો. આ સાંભળી બાદશાહ વીગેરે સર્વ પ્રેક્ષક વર્ગ પણ કબીરદાસના પક્ષમાં રહી ગોરખનાથજીને કહેવા લાગ્યા કે ગોરખનાથજી આપને કબીરદાસે શોધી કહાડયા તો હવે તેમને આપ શોધી કાઢો? આપની પણ કરામાત બતાવો?

**ગોરખ**—હમભી ઢુંઢ લેંગે. અચ્છા કબીરદાસજી ગંગામે આપ પડીએ. હમભી આપકી અજમાયશ તો નીકાલે.

**કબીરદાસ**—અચ્છા ચલીયે હમારે રામજી તૈયાર હૈ.

આ પ્રમાણે બંને સિદ્ધ પુરૂષો સજ થયા કે તરતજ જય રઘુવીર કહી કબીરદાસે ગંગામાતાના અથાગ જળમાં કુદકો મારી એકજ ડુબકીની સાથે અદ્રશ થઈ ગયા. ગોરખનાથજી પણ તેમની પાછળ પડયા. અને જળની અંદર શોધવા લાગ્યા. જળની અંદર શોધી વળયા. પણ કબીરદાસ હાથ ન લાગ્યા. એટલે સપ્ત પાતાલ જે આપણે પ્રારંભમાં વર્ણવી ગયા તેમાં શોધવા સારૂ પેઠા. સાતે પાતાળમાં પણ પત્તો ન લાગ્યો. એટલે સાત ઉપરના લોકમાં તપાસ કરવા લાગ્યા. એમ ચૌદે લોક ફરી આવ્યા પણ કબીરદાસ જડયા નહીં; જેથી છેવટે થાકીને ગોરખનાથ વીલે મોઢે બાદશાહ તથા પ્રેક્ષક વર્ગની સમક્ષ આવી ઉભા રહ્યા. અને કહેવા લાગ્યા કે કબીરદાસતો હમસેં નહીં પાયે જાતે હૈ; સબહી બ્રહ્માંડ ફીરકે દેખા પરંતુ વો કહીંભી નઝર ન આતે હૈ. બાદશાહ વીગેરે સૌ કોઈ આ શબ્દો સાંભળી ચકીત થઇ ગયા અને કહેવા લાગ્યા કે ગોરનાથજી બલીયા સાથે જે કોઇ બાથ ભરવા જાય તેની નીચ્ચે હાર થાય છે. માટે આપ કબીર ભગતને નહીં પ્હોચી શકો. એનો મહા સમર્થ

પુરૂષ છે. ગોરખનાથે કહ્યું, હા કબીરદાસ સમર્થ હૈ પરંતુ સમાધીસ્થ હોકે હમારે ગુરૂકો પુછ દેખેં કે કબીરદાસ કહાં છુપાયે હૈ બાદશાહે કહ્યું જૈસી મુરશદ આપકી મરઝી. એટલું કહી ગોરખે સમાધી લીધી અને થોડીવાર થઇ એટલે જાગ્રત થઇ કહેવા લાગ્યા કે હમારે ગુરૂ તીન દીનમેં તપાસ કરકે કહેંગે વાસ્તે તીન દીન પીછે હમ ઉત્તર દેંગે કે કબીરદાસ કહાં છુપાયે હૈ. આ સાંભળી બાદશાહ તથા જોનારા નગરવાસિઓ પોતપોતાને ઘેર જવા સારૂ વીખરાઇ ગયા; અને ગોરખનાથે રામાનંદ સ્વામિના આશ્રમમાંજ ત્રણ દીવસની સમાધી લીધી. ત્રીજો દીવસ પુર્ણ થએ ચોથા દીવસના પ્રાતઃકાળમાં કબીર ક્યાં છે તેનો ખુલાસો ગોરખનાથજીએ કરવા બાદશાહને કહ્યું હતું જેથી બાદશાહે, કાશી રાજાએ તથા તમામ પ્રેક્ષકોએ રામાનંદ સ્વામીને આશ્રમે ચોથા દીવસના પ્રાતઃકાળમાં આવવાનો સંકેત રાખ્યો હતો. કબીરદાસ ક્યાં છે તે સ્વામિ રામાનંદ તથા કબીરદાસના શિષ્ય મંડળને સાધારણ બુદ્ધિથી સમજાયું હતું. પણ તેઓ હમણાં કોઇને જણાવતા ન હતા. બાદશાહ અને કાશી રાજાને તો એજ વિચાર થતો હતો કે ગોરખ કરતાં કબીર વધ્યા અને કબીર જેવી કૃતિ પરમાત્માના પુર્ણ અનુગ્રહ સિવાય કોઇમાં પણ સંભવે નહીં. માટે જરૂર ભગવાન કબીરને વશ છે; એમાં સંદેહ નથી. આમ કરતાં ત્રીજો દિવસ વીત્યો અને ચોથા દિવસનું પ્રાતઃકાળ થયું એટલે બાદશાહ તથા કાશી રાજા સ્વામીને આશ્રમે કરેલા સંકેત મુજબ આવી પોહોચ્યા. અને જોનારાઓના પણ એક પછી એક જુથ્થો આશ્રમમાં ભરાવા લાગ્યાં. જ્યાં બધા ભરાઈ ગયા અને શાંત થઇ બેસી ગયા કે બાદશાહે ઉઠીને ગોરખનાથજીને જગાડયા અને કબીરદાસ ક્યાં છે એવો પોતાની

ભાષામાં સવાલ કર્યો. ગોરખનાથજીએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

**ગોરખનાથ**—હમારે સદગુરૂ મત્સ્યેંદ્રનાથ હમકો ઐસા ફરમાતે હૈં કે બેટા કબીર તો સાક્ષાત શ્રી રામચંદ્ર ભગવાનકા સરૂપ હૈ ઔર કેવલ ચૈતનમય શુદ્ધ સાત્વીક લિલા વિગ્રહ નિરંજનકા તનું હૈ જીસ્સે હમ ઉનકો પ્હોચ નહીં સકતે હૈ. કબીરજી બ્હોત સબ મિલકે અગર સ્તુતિ કરોગે તો કબીરદાસજી જહાં હોંગે વહાંસે સત્વર પ્રગટ હોકે આ જાયંગે વાસ્તે જાઓ કબીરજીકી પ્રાર્થના કરકે કબીરજીકો મનાઓ અગર ઉનકો બુલાને ચ્હાતે હો. તિન દીનસે કબીરજીને જલમે નિવાસ કીયા હૈ.

આ પ્રકારના ગોરખના વચન સાંભળી સર્વ કોઈ વિસ્મય થઈ એક એકના સામું જોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ચાલો ત્યારે કબીરની સ્તુતિ કરી જોઇએ. બાદશાહે કહ્યું જબ આપ હાર ગયે, અબ હમ ઉનકી સબ લોગ બંદગી કરકે બુલાલે; એમ કહી બાદશાહ કાશીરાજા સહીત સૌ કોઇ કબીરદાસની સ્તુતિ તથા શુશ્રુષા કરવા લાગ્યા અને કબીરદાસ નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

### ગાયન. ૮

(પુણ્ય પામી પ્રતેથી—એ રાહ.)

**સાધુ દેખો હ્રદય બિચારી, જગમાં કૌન પુરૂષ કૌન નારી—સાધુ**

**સમ સર્વત્ર ઘટો ઘટ બોલે, જાકા ચરિત અનુપારામ**
**વાકો નામ કહા કહી લીજે, નામ ન બરનાંન રૂપા—સાધુ**
**ભુલ મતિ તું અરે નર બૌરે, કયા તેરા કયા મેરારામ**

**રામ ખુદા શક્તિ શીવ કજ, કહી ધોખાહી નીવેરા—સાધુ**

**બેદ કુરાન પુરાન પઢી પઢી, નાના ભાંતી પ્રમાના રામ**
**હીંદુ તુરક જૈન જતિયોગી, વો કલ કોહી નાજાના સાધુ.**

જ્યાં લોકો સૌ આ પ્રમાણે સ્તુતિ કરી રહ્યા છે એટલામાં ગંગાજળમાંથી નીકળી ભીના શરીરે આપણા કબીરદાસ સર્વની સમક્ષ આવી હાથ જોડી ઉભા રહ્યા કે સૌ લોકોએ તેમને હર્ષનાદની સાથે વધાવી લીધા. અને કબીરના વિજય ધ્વનિના ઉચ્ચારણ સાથે તાળીઓ પાડવા લાગ્યા. ગોરખનાથજીએ સાષ્ટાંગ કર્યા અને તેમને પુજ્ય વડીલ તરીકે સ્વીકારી ગોરખનાથજીએ કબીરદાસની ઘણી શુશ્રુતા કરી અને અમની ક્ષમા ઇચ્છી, તત્કાળ પોતાની ગિરનારમાં આવેલી ગુફા તરફ રસ્તો લીધો. અને રામાનંદ સ્વામી તથા કબીરદાસે પણ ગોરખનાથનું યથાવિધી પુજન કરી ઘણા માનની સાથે તેમને વળાવ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### કબીર અને શિષ્ય મંડળ—

**દોહા.**

**પ્રેમ ગલી છે સાંકડી, રાઇ દશમો ભાગ.**
**સદગુરૂ વિણ રસ્તો નહીં, મળે જવાનો લાગ.**

પરમ પવિત્ર સિદ્ધ ગોરખનાથજી પોતાના આશ્રમ તરફ વીદાય થયા અને સર્વ લોકો પણ કબીરદાસને ઘણા માન પુર્વક આગળ કરી પોત પોતાના સ્થળે જવાને માટે નગર તરફ ચાલતા થયા; બાદશાહ અને રાજાતો પોતાના સુખપાલ નામના વાહનમાં ચઢી પોતાને મુકામે પ્રથમથીજ ચાલ્યા ગયા હતા. બાદશાહને કબીરની કસોટી કરવામાં કાશીપુરીમાં હવે ઘણા દીવસ થઈ ગયા હતા. જેથી ગાદી સુની હતી જેથી ગોરખ અને કબીરના મુકાબલાના દીવસને બીજેજ દીવસે તેણે પ્રાતકાળમાંજ પોતાની રાજધાનીના શહેર દીલ્લી તરફ પ્રયાણ કરી દીધુ હતું.

કબીરદાસ હવે સરવમાન્ય અને પુજ્ય પુરૂષ થઇ પડયા હતા. અને જોનપુરના વાઘેલા રાજા વિરાસંહ જેવા કબીરપંથી આ વખતે બની ગયા હતા. અને હવેતો એટલે સુધી કબીર જગતમાં મનાવા લાગ્યા કે કાશીપુરીમાં યાત્રા અર્થે આવનાર દરેક યાત્રાળુ, પોતાની યાત્રા પુર્ણ કરી, જતી વખતે આપણા સિદ્ધ પુરૂષ કબીરદાસના મઠમાં કબીરદાસના દર્શન કરવા આવતું હતું. અને તેથી દરરોજ કબીર મઠમાં સો બસેં સાધુઓ, પાંચ પચીસ યાત્રાળુઓ, અને આશરે આઠસો નવસોનું કબીરદાસનું શિષ્ય મંડળ મળી એકંદર આશરે હઝાર દોઢ હઝાર માણસની અવર જવર મઠમાં થયાં કરતી હતી. કબીરદાસે તો

બાદશાહના ગયા પછી. પોતાની કસોટી બંદ થઇ એટલે પોતાની સયંમશાળામાં સમાધિયે લેઈ લીધી હતી અને તેથી સૌ કોઈ મઠમાં આવતું તે ગાદી પાસેજ બેસતું અને ગાદી અને કબીરદાસની પાવડીઓનું માત્ર પૂજન કરતું અને જ્યોર્તિ સ્વરૂપ શ્રી પરમાત્માની પુર્ણ ઠાઠથી સાંજ સવાર કબીરમઠમાં આરતી થતી હતી. રામાનંદ સ્વામિએ પણ કબીરદાસની પેઠે હવે ઉપાધિ બાધક એકાંત વાસ સ્વિકાર્યો હતો. અને તેથી બે વખત પોતાની ઠાકોર પુજા કરી બાકીના સઘળા વખતમાં આશ્રમના પાછળના ભાગમાં બનાવેલા એક ભોંયરામાં બેસી સંયમની ક્રીયાઓને નિરંતર કરતા હતા. બાદશાહના કસોટી કરીને ગયા પછી આપણા પ્રેમી કબીરદાસે એવી તો અટલ સમાધી લીધી કે પોતાની સંયમકુટિમાં શબવત પડી રહી બારે વર્ષે જાગૃત થયા હતા. એમ કહેવામાં આવે છે મંદીરનો બાપારતો કમાલ, ધર્મદાસ, લોઇ વીગેરેથી અને કબીરદાસના શિષ્ય મંડળથી જેમ ચાલતો હતો, તેમ ચાલ્યા કરતો હતો. જેથી કબીરદાસને કોઇ પ્રકારે મોક્ષનો માર્ગ સાધવામાં અગર નીરૂપાધીથી ઇશ્વરનું ભજનકરવામાં વિક્ષેપ નડતો ન હતો. પોતે બાર વર્ષે સમાધીમાંથી જાગૃત થયા. તેના એક વર્ષ પેહેલાં લોઇ જેને આપણા કબીરદાસે પેલા યોગિના આશ્રમેથી લાવી પુત્રીવંત ઉછેરી બાલકી કરી રાખી હતી તે ગત થઇ ગઇ હતી. અને હવે મઠમાં કમાલજ કબીરસાહેબના પુત્ર અને વારસ તરીકે રહ્યો હતો. બાર વરસ થયાં અને કબીર સાહેબ જાગ્યા જેથી સૌ નગરવાસીઓ તથા પરદેશી કબીરપંથી અને કેટલાક સત્સગી સજ્જનો તેમના દર્શન કરવા અર્થે આવ્યા; અને રાજા તથા બાદશાહને પણ ખબર પડી, અને તેથી તેઓપણ આવીને દર્શન કરી ગયા હતા. જ્યારથી કાચા સુતરના તા-

તણુાના છેડા ઉપર આપણા કબીરશિષ્ય કમાલકરનારા કમાલે, ગોરખની સમક્ષ આસન જમાવ્યું હતું ત્યારથી તેના ઉપરની ચોરીનો કેસ માંડી વાળી વાણીઆને પેલો ચોરીનો મુદ્દામાલ કાશીરાજાએ પાછો અપાવ્યો હતો એટલે કેસનું હવે કમાલ ઉપર કોઇ પણ જોખમ ન હતું. કમાલ પોતાના ગુરૂ કબીર કરતાં પણ ચંદાવા ચડે તેવો યોગિ હતો. અને પુર્ણ જીતેંદ્રિય પુરૂષ હતો. ને નિરંતર પોતાના સદ્ગુરૂ કબીરદાસની જોડેને જોડે રહેતો હતો. ધર્મદાસ જે બાંધવગઢનો નગર શેઠ કબીરદાસનો શિષ્ય થયો હતો તે અતિ સુશીલ, વિવેકી, પ્રેમી અને પુર્ણ જ્ઞાની પુરૂષ હતો. અને વૃદ્ધ અનુભવી તથા ક્ષણે ક્ષણે સાવધાનતાને સેવનારો પુરૂષ હતો. પોતાના સદગુરૂને પરમેશ્વર તરીકે માનતો હતો અને કાશી માંની પોતાની એક પેઢી પોતાના એક પુત્રને સોંપી સદગુરૂ સમીપજ રહી ધર્મ અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પદાર્થને મેળવતો હતો. ધર્મદાસ જેવું આત્મસ્વરૂપનું જ્ઞાન કબીર પંથી મંડળમાં કોઇને પણ થયુ નથી એમ કહેવામાં આવે છે. અર્થાત ધર્મદાસ પુર્ણ આત્મજ્ઞાની પુરૂષ હતો અને તે આત્મજ્ઞાન પોતાના સદગુરૂ કબીરદાસની તન મન અને ધનથી અનહદ સેવા કરી, સદગુરૂ કરે તેમ નહીં પણ કહે તેમ કરી અને નિરંતર સદગુરૂની સમીપ રહીનેજ, પ્રાપ્ત કર્યું હતું. કબીરદાસે પ્રભુ પ્રત્યેના અનુરાગના સ્વરૂપ ધર્મદાસને એવું તો સમજાવ્યું છે કે તેનો એ અનુરાગ સાગર નામનો ગ્રંથ કબીર પંથમાં બનેલો છે જેનું વીવેચન આ પુસ્તકમાં જો કરવામાં આવે તો પુસ્તકનું માપ એટલું બધું વધી જાય કે ઢબુની ડોસી અને ટકો મુંડામણ જેવું વજન અને કીમતમાં વધી જાય અને મારા પ્રિય ગ્રાહકને વાંચવાનો પણ કંટાળો આવ્યા વગર રહે નહીં એમ સમજી

એટલુંજ કહેવું બસ છે કે ધર્મદાસ ટૂંકામાં એવા પ્રભુના અનુરાગી હતા કે તેમની સમાન કબીરને બીજો કોઈ પણ શિષ્ય વ્હાલો ન હતો. અને એતો ઇશ્વરી નિયમ છે કે જ્યાં ભાવ ત્યાં ભક્તી, અને ભક્તિ ત્યાં ભગવાન. એક સમયે સર્વે પ્રમુખ શિષ્ય મંડળ પોતાના સદગુરૂ કબીરદાસ પાસે બેસી પોતાની શંકાઓ નિવારણ કરતું હતું. એટલામાં કબીરદાસની પાસે શાંત ચિતથી બેસી રહેલા વૃદ્ધ ધર્મદાસ નીચે પ્રમાણે પોતાના સદગુરૂ કબીરદાસને પુછવા લાગ્યા.

## સોરઠો.

**ધર્મદાસ**—વારી જાઉં ગુરૂદેવ નિર્ભય જ્ઞાન સુનાઇયે;
દીન જાની ગુરૂ આજ, શ્રીમુખસે બરનન કરો.

**કબીરદાસ**—ધર્મદાસજી, તુંમ સુજાન સંતહો, તુમકો નિર્ભય જ્ઞાન પ્રાપ્ત હોનેમેં કુછ અબ દેર ન લગેગી રામ રામ કરો. ઔર ઝગડા છોડો

**ધર્મદાસ**—ગુરૂદેવ કૃપા કરકે શ્રવન કરાઇયે ? દયાલુ આપ હંસરાજ હો હમારે ઔર કુલ વિશ્વકે સરતાજ હો. મેરેકો બ્હોત દીનસે જીજ્ઞાસા લગ રહી હૈ.

**કબીરદાસ**—નિર્ગુણજ્ઞાન યા સગુણ જ્ઞાન પરંતુ બેટા ધર્મદાસ તુમ જાનત હો કે.

## સોરઠો.

ગ્રહે જીવ સતનામ, ચૌરાસી બંધન કટે,
લહે અભયપદ રામ, સતગુરૂ સચ્ચાજો મિલે.

વાસ્તે બેટા રામ રામ કરો નિર્ભય જ્ઞાન ઉસ રામ રામ કરનેસેંહી પ્રાપ્ત હો જાયગા. ફિરભી તુમ્હારા બ્હોતસા આગ્રહ હૈ તો દો અક્ષર મેં તુમકો પ્રકાશ કર દેતા હું શ્રવન કરો.

## ચોપાઇ.

કહે કબીર સુનો ધર્મદાસા, નિઃઅક્ષર જપ કરીયે બાસા.
મહેનતસે બનતા હૈ હંસા, જીનદેખત ઘટ જોત અનંતા.
સુર્તહી નિર્ભયનામ સમાવો, શબ્દ દોર ગ્રહી શબ્દ હી પાવો.
બસ ઇતનેમેં તુમકો, સબ ખુલાસા કર દીયા.

આ પ્રમાણે કબીરદાસના વચન શ્રવણ કરી ધર્મદાસ બે હાથ જોડી ધર્મદાસ જે બોલો બોલ્યા તે બોલો એક નિર્ભયજ્ઞાન ગ્રંથમાંથી પદમાં જેવા મળી આવ્યા છે તેવી આ નીચે મારા વાચક વર્ગને તેનુ મુળ રહસ્ય સમજાવવ વાની ખાતર મુળ શબ્દોમાં પ્રગટ કર્યું.

## ચોપાઇ.

**ધર્મદાસ**—" સદગુરૂ તુમ્હારે ચર્ણુ લોલના"
" કરો દયા પ્રભુ પુરૂપ પ્રબીના. "
" બચન એક પુછો પ્રભુ તોહી, "
" ઉસ વૃત્તાંત કહીયે દ્દઢ મોહી. "
" નાના પંથ આદિ જગમાંહી, "
" મહીમા તાકા કહો મમ પાહી. "
" કોઇ બિશ્નુ કોઇ શંભુ નાના, "
" કોઇ ચંડિ દેવી મન માના. "
" કોઇ જીવ મૃત ભુત સેં રાતા, "
" કોઇ મદ્ય કોઇ માટી ખાતા. "
" કોઇ તિર્થ જળ આસા લાવે, "
" કોઇ બન જાવે કોઇ તપ ધાવે. "
" કોઇ ફલ ભોજન ક્ષીરકે ગ્રાસી, "
" કોઇ પ્રદક્ષિણા રીરત ઉદાસી. "
" ઔર કહાં લગિ પુછું ત્રાતા, "
" રસના રામનામ ધન ધાતા. "

" ઇનકો મિલત કોન ફલનીકો, "
" સો બનો ગુરૂ સંશય છીકો. "
" મેરા સંશય સદગુરૂ મેરા, "
" આવાગમન અરૂ ગર્ભ બસેરા. "
**કબીરદાસ**—" ધર્મદાસ તુમ પ્રાનસે પ્યારા, "
" ભાખું અભયપદ રામ આધારા. "
" સત્યનામ નિર્ભય લૌ લાવે, "
" સો ભવસાગર બહુરી ન આવે. "
" ઔરહી ધ્યાયે ફલ હૈ છતના, "
" મેં તુંહી શ્રવન કરાઉં ઇતના. "
" બિશ્નુ ભકિત મત જો લૌ લાવે, "
" ગુરૂ સાધન સેવા ચિત્ત ચ્હાવે. "
" ગુરૂ કો હરિસમ લેખે પ્રાની, "
" છવ દયા અરૂ મન બલ છાંની. "
" ઘાત દ્રોહ અહંકાર બિસારે, "
" ઔાર સકલ દુષ્પંથ નિવારે. "
" તિર્થ વ્રત્ત સપને કો નેહા, "
" સુત વિત નાર દેહ સમ ખેહા. "
' કર્મ ભર્મ સબ દુર બહાવે "
" બિશ્નુ ભક્તિ ચિત જો લૌ લાવે "
" સો પ્રાની બૈકુંઠહી બાસા "
" પુન્ય ઘટે મૃત્યુ ભુમિ નિવાસા "
" શંભુ ભક્તિ આરાધે પ્રાની "
" તિનકી ભકિત કહુ મેં છાંની "
" મન વચ કર્મ રૂદ્રસેં નેહા "
" સર્વ આસ તજ ગુરૂ સનેહા "
" ગુરૂ બિન કોઈ કારજ સિધ નાંહી "

" ગુરૂ મિલે જહાં આસા જાઇ "
" ગુરૂકો શિવ સમજો જીવ જાના "
" તિર્થ વ્રત ગુરૂપદ પહીચાના "
" સો જીવ સંગ રાખીયે તાહી "
" ગનકી દેહ વાકી હે જાઈ "
" દેવી ઇષ્ટિ હોવે જો પ્રાની "
" મન વચ કર્મ જપે પદ ધ્યાની "
" અસિ હાથ હિંસા જીવ તાહી "
" સભા મોહની, મદીરા ચાહી "
" તાહી પંથ કછુ નાંહી બિચારા "
" ભગનિ ભ્રાતા રતી આચારા "
" ભગનિ રત હોયે ને પ્રાની "
" ચૌરાશી ભટકે શઠ જાની "
" માર્ગ વામ કે જે હૈ જીયરા "
" અધખાંની જેવન તેં નયરા "
" જન્મ તુરંગની શીક્ષા તાકો "
" મહીપી ઉંટ જન્મ હોય વાકો "
" ભુત મૃતક ધ્યાવે જો કોઇ "
" તન તજ પ્રેત દેહ જગ હોઇ "
" ભર્મત ફિરે ઠૌર ના પાવે "
" ભુત ખાનેમૈં જાઇ સમાવે "
" પાહન કો જીન પ્રભુ કરી થાપા "
" તન તજ શલ્યા જન્મહો આપા "
" જો જલ તિરથ આસા લાવે "
" તન તજકે જલચર તન પાવે "
" જો બન જાય કરે તપ ભાઇ "
" ગેંડા વાઘ જન્મ તિન પાઇ "

" ફલ અહારી હરીયલ પર સુવનાં "
" ક્ષીર અહારી ગૌ સુતકા ક્ષેરના "
" કરે પૃથ્વી પ્રદીક્ષણા જાતી "
" ચક્ર ભ્રમ જન્મે સો પ્રાની "
" ધ્યાન હોય જૈસે વો જનમે "
" કહે કબીર ભમો જીન મનમેં "
" જમી માહે તરવર જે નના "
" સબતરૂ ફલ ના હોય સમાના "
" નાહી વૃક્ષકો હસે બહુ ભાઈ "
" જો તરૂ મિષ્ટ સરસ ફલ પાઈ "
" જ્યાં જગતરવર ત્યાં દેવાદી "
" ચિન્હ ગૃહેસો હોય સુખાદી "

દોહા.

**છાંય સુખદ જેહી ફલ સુખદ મૃદુતરૂ નાંહી સમાન**
**તરૂમેં અવર બિશેખીયે, પુષ્પ પાન ફલ ધાન.**
**પ્રતિમા ભકતી સદગુરૂ, નરપશુ આદી બીહંગ.**
**કબીર કહે સુખવો લહે, પરખ ગુરૂ કર સંગ**

ધર્મદાસ આ પ્રમાણે પોતાના સદગુરૂએ કરેલો ખુલાસો શ્રવણ કરી પ્રસન્ન ચિતે રામ સ્મરણમાં લીન થઇ ગયા અને સર્વ શિષ્યો કમાલ સહીત સદગુરૂની આરતી કરવાની તજવીજ કરવા મચી પડ્યા. કર્પુર જ્યોત, શ્રીફળ વીગેરે થી યથાવીધી પુજન કરી નીચે પ્રમાણે આરતી ગાવા લાગ્યા

આરતી.—

જય સદગુરૂ દાતા, જય સદગુરૂ દાતા (૨)
**જય ચિદઘન પરમાનંદ. જય જય પિતુ માતા—જય**

**સત સુક્રીતહી શરીર, સત જુગ કે માંહી. (૨)**
**જ્ઞાન રવી પ્રગટાકે, આનંદ ધૂન છાઈ—જય**
**ત્રેતામાંહી મુનીંદ્ર, પ્રભુકી પ્રભુતાઇ. (૨)**
**બંકે નર ઉપદેશે, જ્ઞાન ધુન છાઈ—જય**
**દ્વાપર કરૂણા રૂપ કરૂણા અતિ લાઇ (૨)**
**ચત્રભુજ સમજાયે જ્ઞાન રહસ્ય છાઇ—જય**
**નર પ્રગટે સિંહરૂપ. કલિમે સિદ્ધ કબીરરાઇ (૨)**
**તન મન સદગુરૂ શરણે, ગુરૂ સુખી ગુરૂ ગાઈ—જય**

આરતી આ પ્રમાણે પુર્ણ થઈ રહી કે તરતજ સર્વે એ આરતી લેઇ કબીરદાસને પુષ્પથી વધાવી સર્વે શીષ્યસ પ્રેમ વિયનથી સાષ્ટાંગ કરીઃઃ ચર્ણ રજ મસ્તકે ચઢાવી પોત પોતાના સ્થળે બેસી ગયા. થોડીવાર થઇ એટલે કબીરદસ ઉઠી પોતાના આશ્રમમાં એક શાંત સ્થળમાં બનાવેલી સંયમશાળા હતી તેમાં પેસી ગયા એટલે ગાદીને સાષ્ટાંગ કરી એક પછી એક શીષ્ય મંડળ પણ તરતજ વેરાઇ ગયું. આ પ્રમાણે દરરોજ બે વખત આપણા કબીરદાસ પોતાના શીષ્યોને સવાર સાંજ સદુપદેશ દેતા હતા. અને બાકીનો વખત ગુરૂ આશ્રમે વા પોતાના સ્થળે ભજન કીરતનોમાં અને સંયમની ક્રીયાઓમાં વ્યતિત કરતા હતા. આ પ્રમાણે કરતાં કરતાં બીજા પાંચેક વરસ વિત્યાં એટલે વળી સિકંદર લોદીને તરંગ ઉઠયો કે હજી કબીરમાં કરામત રહી છે કે નહીં તે જોવું જેથી પાછો કાશીનગરમાં પોતાના લાવ લસ્કર સહીત તેણે છુપો પડાવ નાંખ્યો હતો. કબીરદાસની કસોટી કરી તે વખતે બાદશાહ યુવાન હતો. તે વાતને આજે આશરે પંદર સતર વરસ થયેલાં હોવાથી હવે તેની ચામડી ઉપર પણ કરચોલીઓ વળી ગઈ હતી અને ડાચાં પણ મળી ગયા હતાં. હવે તો બાદશાહ છેકજ વૃદ્ધ દેખાતો

હતો કબીરદાસથી અદ્રશ રહી કબીરને નાણી જોવાની તેણે યુક્તિ રચી હતી. કબીરદાસને આ વાતની ખબર ન હતી તે યુક્તી બાદશાહે એવી રચી હતી કે તેણે આખા વિશ્વમાં ચારે દીશાએ અને કાશીની ફરતા આસપાસ પચાસ પચાસ કોશ સુધીમાં આવેલા દરેક માગણ ચારણ સંત સાધુ ફકીર વીગેરે તમામ ભેખને કબીરને ત્યાં અમુક માસની અમુક સુદવા વદ તિથીએ કબીરદાસ વિશ્વ ભંડારો કરનાર છે, માટે જમવા પધારવું એમ કબીર ભગતે કહેવરાવ્યું છે, એમ છુપા જાસુદો મોકલી સર્વને આમંત્રણ કરી દીધું હતું અને બારો બાર કબીરને ન ખબર પડે તેમ કાશીપુરીમાંના સર્વ સંત સાધુઓને પણ નોતરી દીધા હતા. કાશીરાજાએ પણ બાદશાહને આ યુક્તિ રચવામાં ઘણી મદદ કરી હતી. વિશ્વભંડારામાં ભોજન લેવા કબીરને ત્યાં સર્વને પધારવાનું જે તિથીએ આમંત્રણ કર્યું હતું તેને આગલે દીવસે કબીરદાસનો પરમ પ્રીય શિષ્ય જોનપુરનો રાજા વીરસીંહ વાઘેલો જોનપુરથી આવી કબીરદાસને, પોતાના નવા મ્હેલમાં નિવાસ કરવા પહેલાં પોતાના સદગુરૂની પધરામણી કરવાને ઇરાદે કબીરદાસને અત્યંત પ્રેમથી આગ્રહ કરી જોનપુર લેઈ ગયો હતો. કમાલ સહીત શિષ્ય મંડળ પણ કબીરદાસ સાથે જોનપુર ગયું હતું. માત્ર કબીર દ્વારામાં એકલા આપણા જ્ઞાન સ્વરૂપ તત્વવિદ ધર્માત્મા ધર્મદાસજ રહ્યા હતા. બીજું કોઈ પણ ન હતું, આ પ્રમાણે બાદશાહે તો કાશીમાં કબીરની લાજ લેવા ખાતર વિશ્વ ભંડારામાં ભોજન લેવાનું અસંખ્ય સાધુઓને આમંત્રણ કરી દીધું હતું. તે ભંડારાની હકીગત હવે પછીના પ્રકરણમાં સવિસ્તર મારા પ્રિય વાંચનાર તમને જણાવીશ. માટે એકાએક નિરાશ ન થતાં ધૈર્ય ધરી શબ્દ વૃત્તિ અને લક્ષણા વૃત્તિનુ સંમેલન રાખી સ્થિરતાથી આગળ વાંચવા સારૂ તરદી લેવા આપને વિનંતી કરૂંછું.

---

# પ્રકરણ ૧૨ મું.

## કબીર મઠમાં વિધ ભંડારો અને કબીર રૂપે રામ

### દોહા.

**જેની ગાંઠે રામ છે, તેને છે સૌ સિદ્ધ;**
**કરજોડી ઉભી રહે, અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ.**

આપણા પ્રેમી કબીરદાસની ગેરહાજરીમાં આ પ્રમાણે બાદશાહે અસંખ્ય સાધુઓને કબીરદાસને ત્યાં ભંડારામા નોતરાં પોતાની છેત્રટની યુક્તિને કામે લગાડી હતી. બાદશાહે જોનપુર આમંત્રણ દીધા વનાનું બાકી રાખ્યું હતું; કારણ કે, કબીરદાસને આ બાબતની બીલકુલ ખબર ન પડે એટલો જ તેની યુક્તિનો પાયો હતો. કબીરદાસ વિરસિંહ વાઘેલા સાથે જોનપુર પધાર્યા બાદ બીજે દિવસે સર્વ સાધુઓને ભંડારામાં ભોજન અર્થે કબીર આશ્રમે આવવાનું આમંત્રણ હતું અને કબીર મઠમાં તો એકલા ધર્મદાસ હતા જેમને આ વાતની કશી ખબરજ ન હતી એટલે મઠમાં ભંડારા માટે વ્યવસ્થા શાની હોય ? મારા પ્રિય વાંચનાર આવી રીતે બાદશાહે અને કાશી રાજાએ સંપ કરી કબીરદાસનો ટેક છોડાવવાની અને લાજ લેવાની ખાતર બરાબર યુક્તિ કરી હતી. અને તે બન્ને નૃપતિઓના મનમાં એટલે સુધી ખાતરી થઇ ગઇ હતી કે તે જરૂર કબીરદાસને ફાવી શકશે અને તેની સાચી ખોટી ઇશ્વર પ્રત્યેની પ્રેમલક્ષણા ભક્તિનું પુરૂ પરિણામ જણાઇ જશે. કબીરદાસ જે દિવસે સિધાવ્યા તેની સાંજ સુધી જ્યારે કબીર મઠમાં ભંડારાની વ્યવસ્થા ના થતી કેટલાક ઘાટ ઉપરના અને બીજા-ઠાકોર મંદીરના સાધુઓએ જોઇ

ત્યારે તે સાધુઓમાંના અગ્રણી મંહતો હતા તે એકત્ર મળી કબીર મઠમાં શું થાય છે તે જોવા ગયા. જઇને જુએ છે તો ગાદી આગળ એકલા ધર્મદાસ બેઠા બેઠા કબીર પંથી પુસ્તક નીચુ માથુ ધાલી વાંચ્યા કરતા હતા. બાકી આશ્રમમાં એક ચકલું પણ ઉડતું જણાતુ ન હતું. મંહતો આ નિહાળી દિંગ થઈ ગયા અને ધર્મદાસને વિનયથી પ્રણામ પૂર્વક તેની પાસે બેસીને કહેવા લાગ્યા.

**૧ લો મહંત**—ક્યોં મહાત્મા ધર્મદાસજી ! અબીતક કુછ ભંડારેકી વ્યવસ્થા દૃષ્ટિ ગોચર નહોતી હૈ. ભકતરાજ કબીરદાસ કહાં હૈ.

**ધર્મદાસ**—રામજી ! ગુરૂ મહારાજ તો આજ પ્રાતઃકાળમેં સરવ સુંદર સાથ, જોનપુર સિધાર ગયે. પરંતુ ભંડારા કાયકા ?

**૨ જો મહંત**—વાહ કૈસિ આશ્ચર્યકી બાત. આપકે મઠસેં સબકો આમંત્રણ પત્રિકા ભીજવાઈ ગઈ હૈ ઔર ફિર આપ ભંડારા કાયકા યે ક્યા બાત ઉચરતે હો.

**ધર્મદાસ**—ક્યા ગુરૂ મહારાજને આમંત્રણ પત્રિકા સબકો ભેજી હૈ. કહાં ? યે કાશી પુરીકે મઠમેં ભંડારા હોને વાલા હૈ. ક્યા કહતે હો ?

**૩ જો મહંત**—રામજી સત્ય કહતે હૈ. કલહી સબ જમેલા હોને વાલા હૈ ઔર ખુદ કબીરદાસજીકી મોહોર સિક્કા લગાઇ હુઇ પત્રિકા હૈ ઐસી વૈસી નહીં હૈ. ઔરવો પત્રિકામેં પરદેશી સત્સંગીઓકો તો જાને આનેકા ખરચા ભી દક્ષીણાકે સાથ દેનેકા લિખા ગયા હૈ ? ઔર યે કાશી પુરીમેં ઔર યેહી કબીર મઠમેં જમેલા હોનેકા ઇસમેં

સ્પષ્ટ લિખ્યા હૈ.

**ધર્મદાસ**—એસા. બડી આશ્ચર્યકી બાત હૈ કે મેરેકો તો ગુરૂ મહારાજને કુછભી પ્રકાશ ન કિયા હૈ. અચ્છા. આપમેંસેં કોઇકે પાસ વો પત્રિકા હૈ?

**૪ થો મહંત**—હાં હમરે પાસ હૈ આપકો અવલોકન કરના હોવે તો લીજીએ બાંચીએ? ( એમ કહી પોતાના પર આવેલી આમંત્રણ પત્રિકા કાઢીને ધર્મદાસને વાંચવા આપે છે. ) ક્યા હમ ઝુઠ બાખત હૈ.

**ધર્મદાસ**—(વાંચીને ) ગુરૂદેવ આશ્ચર્ય ( પેલા મહંતને પાછી તે પત્રિકા સોંપીને) બરાબર આપતો કેવલ સત્ય કહત હો (સ્વગત) મેરી કસોટી કરને કે વાસ્તે ગુરૂ મહારાજને ટંક ન લગાયા હો ? નહીં નહીં પરંતુ મોહોર સિકકા બનાવટી હૈં; એસી અંતરાત્મામેં સ્ફુરણા હોતી હૈ! કદાચિત બાદશાહ ઓર રાજા મિલકે દોનોંને સદગુરૂ સાહેબકી ગેરહાજરીમેં ટેક તોડને કે લિયે યુક્તિ કરી હોગી કુછ ભી પ્રપંચ હો, ખૈર, હે સદગુરો, હે રમાપતિ અવધેશ, યે લાજ હમારી ન જાયગી પર આપકીહી જાને વાલી હૈ. હે દિનવત્સલ ભગવાન ! તુમહી અબ સમાલને વાલે હો ? હે ગુરો ? મેરી શ્રદ્ધાકી કસોટી કરનેકે લિયે અગર ઇચ્છાથી તો મુજકો પ્રગટ તો કરનાથા; અગર કભી બાદશાહ ઇસ તરહાં ફસાનેવાલાથા તો ઉસ બાતકી યે દાસકો કુછ સ્ફુરના તો કરનાથા ( જરા થંભીને ) ખેર કુછ શોક નહીં કારન કે તુમારી ગત તુમે જાનો હમારી ગત તુમહીંહો જો કરોગે વો સહી માન્ય હૈ.

**૧ લો મહંત**—રામ રામ રામ યેતો કબીરદાસને અચ્છા ન કીયા કે તુમ્હેં કો ઝરાભી ન ચેતાયા હો ?

રામ જાને.

૨ જો—નાહક બિચારે યે રામજીકે બંદેકો ભગતને ફસાયા અપને સાધુ લોક તો સબ સમજ જાયંગે મગર જો કાનફટે, નાગે, ઓર અબધૂત લોક આયંગે વો સમજાયે ન જાયગે.

ધર્મદાસ—મહાશયો હરકત નહીં હૈ. અગર જો એક સત ચિદ અને આનંદ સ્વરૂપ શ્રીરામજી હમારે હૈ. ગુરૂ મહારાજકી અગર ટેક ચલી જાય તો ભી હમારા નાક કટ જાય હમારે રામજી કા તો, હરિ ગુરૂ ઓર સંત કેવલ સત્ય સ્વરૂપ ઓર રામજી સે અભિન્ન હૈ. જીસલિયે સ્થાવર જંગમ સબ મિલ્કત બેચકે વા ખુદ કુંટબ ઓર સ્વજાત બેચકે ભી સંતપુરૂષો જો જો પ્રસાદ પાને યહ મઠમેં આયંગે ઉનકો તરપત કરને મેં આયંગે ફિર જો સદગુરૂકી ઈચ્છા. અચ્છા હુવા કે ગુરૂ કૃપાસે આપને આકે દાસકો ખબર કર દી.

૧ લો મહંત—મહાત્મા ધર્મદાસ હમને તો ભોળપનમેં કહ દીયા ક્ષમા કરના.

આમ આ પ્રમાણે પેહેલો મહંત જ્યા ઉઠી ઉભો થયો એટલે તેની સાથે બહાર નીકળી પોતાના મુકામ તરફ રસ્તો લીધો અને ધર્મદાસે તરત પોતાના પુત્ર ચુડામણીને બોલાવી ભંડારાની સઘળી હકીકત નીવેદન કરી. ધર્મદાસનો પુત્ર પણ ધર્મદાસ જેવોજ અટલ શ્રદ્ધાવાળો અને ધર્માત્મા પુરૂપ હતો જેથી તત્કાલ તેણે સર્વ વાતે હા ભણી અને ધન ધામ ધરા કુટંબ આદી સર્વે વેચીને અને પોતે પણ વેચાઇને ભંડારો પુર્ણ

કરવો પછી અન્ન જળ લેવું એવી તેણે પ્રતિજ્ઞા લીધી. અને એકદમ ભંડારાની વ્યવસ્થા કરવા સારૂ આપણા પવિત્ર કાશીપુરના બજારમાં નીકળી પડયો, અને આપણા પરમ પુન્ય ધર્મદાસ શેઠ કબીર આશ્રમમાં પતંગને બેસવાના સ્થાન વળાવી સ્વચ્છ કરવાના કાર્યમાં જોડાઇ ગયા.

ઉપર પ્રમાણે ધર્મદાસ શેઠ તેમનો પૂત્ર ચુડામણિ તેમનું કુટંબ તેમનો ગુમાસ્તાઓ અને તમામ નોકર ચાકર ભંડારાની સગવડ કરવામા ગુંથાયા હતા તે વખતે રાત્રિ થઇ ગઇ હતી. આ વખતે તમામ દેવ દેવળોમાં, ગંગા માતાના દરેક ઓવારામાં તથા જળની મધ્યમાં અસંખ્ય દીવાઓની રોશનીને લીધે આખું કાશી શહેર ઝગાંઝગાં થઇ રહ્યું હતું, અને ચારે તરફ નોબતો, ઘડીઆળો, ઝાલરો, ઝાંઝો, તથા ટકોરખાના વાગી રહ્યાં હતાં-કાશી પુરીમાં જ્યારે આમ હતું ત્યારે આટલી મોડી રાત્રીએ વૈકુંઠમાં આદ્ય શક્તિ સ્વરૂપ સિતાજી રામચંદ્રજીને ચિંતાતુર જોઇ કહેવા લાગ્યાં કે હે નાથ આજ કેમ એકાએક ચિંતાતુર ભાસો છો ? અને તે વળી આટલી મોડી રાત્રીએ ?

**રામચંદ્ર**—દેવિ હું આક્ષણે નારદની રાહ જોઉં છું

**સિતાજી**—પ્રાણેશ નારદની રાહ જોવાનું કંઇ કારણ !

**રામચંદ્ર**—કારણ એટલુંજ કે મારે તેમની મારફત અત્યારે ઘણા કામ કરવાના છે.

**સિતાજી**—નાથ એવાતે વળી કોના કામ કરવાના છે.

**રામચંદ્ર**—મારા પરમ પ્રિય કબીર ભકતના કામ કરવાના છે.

**સિંતાજી**—એવાં તે પ્રભુ શાં કામ કરવાના છે. હરકત ન હોય તો દાસીને કહેવા કૃપા કરો

**રામચંદ્ર**—દેવિ કામ અગત્યના છે અને તે અત્યારેને અત્યારે ન થાય તો મારા ફકીરની લાજ ન જાય પણ કેવલ મારીજ હાંસી થાય એમ છે, માટે જલ્દીથી નારદમુનિ પધારે તો રંગ રહે નહી તો પછી હું અને તમે બંન્ને તો તે કામ કરીશુંજ.

**સિતાજી**—રમેશ આપની ઇચ્છા થઇ તો જરૂર પધારતા હશે ( એટલામાં નારદજીને સામેથી આવતા જોઇને ) જુઓ જુઓ પ્રાણાધાર સ્મરણ કરતાંમાં મુની પધાર્યા.

**રામચંદ્ર**—( જોઇને આનંદ પામીને ) ચલો બહુ સારૂં થયું.

**નારદ**—( કરતાળ અને વિણા સહિત રામ નામની ધુનની મસ્તીમાં આલાપ કરતા કરતા )

**ધૂન.**

**જયજય રામકૃષ્ણ ગોવિંદ. જયજય મુકુંદ પરમાનંદ**
**જયજય સદગુરૂદેવ અખંડ. જયજય માધવ જયનિર્દ્વંદ**
**જયજય અનાથ કેહો નાથ, જયજય સુધાસિંધુ જદુનાથ**

**ગાયન. ૯**

**આશાવરી.**

**રઘુપતિનાથ ભજો મન**
**ભાવત સહુ મન, શ્રી આનંદ ધન-રઘુ**
**શ્યામ રામ ભકતાધીન વિભુ હો**
**ધરવસારમાં સાર પ્રભુછો**

**મુકુંદ આનંદ પરમાનંદ પ્યારા પ્રભુ ચિદ ધન-રઘુ.**

**રામચંદ્ર**—મુનિંદ્ર પધારો ? આપનીજ રાહ જોતો હતો.

**નારદમુનિ**—પ્રભુ આપની ઇચ્છા થતાંની સાથે વિધી હરી

હરને પણ આવવું પડે તો આ દાસ તે કોણ માત્ર ? હે ભગવન જે કામ હોય તે સત્વર કહો

રામચંદ્ર—મુનિનાથ ! કાલે પ્રાતઃકાળ થતાંમાંજ આપણે મૃત્યુ લોકમાં આપણા કબીરદાસને ત્યાં કાશીપુરીએ જવાનું છે. કારણ કે દિલ્લીના સિંકદર બાદશાહે કબીરદાસની ગેરહાજરીનો અણુધાર્યો લાગ સાધી, કબીરની છેલ્લી કસોટી કરવાની ખાતર કબીર મઠમાં સમગ્ર વિશ્વના ભેખોને ભંડારાનું આમંત્રણ કર્યું છે. કબીરદાસ પોતાના આશ્રમે નથી ફક્ત તેનો શિષ્ય ધર્મદાસ છે.ને બિચારાએ છેવટે પોતાની અને પોતાના કુંટુબની જાત વેચીને પણ પોતાના સદગુરૂને ત્યાં થનાર વિશ્વ ભંડારો સમાપ્ત થયા પછી તેણે અને તેના કુટુંબે અન્ન જળ લેવાની દઢપ્રતિજ્ઞા કરીછે. ભંડારાનું આવતી કાલનું આમંત્રણ છે અને ભંડાર ત્રીજા પોહોર પછી ઉઘાડવાના છે. તેમાં લાખો સંતમુર્તિઓ મારા પ્રિય કબીરની પ્રખ્યાતિને લીધે આવવાના છે અને એટલી બધી સાધુઓની સંખ્યા ભંડારામાં વધી જનાર છે કે ધર્મદાસ શેઠ જેવા કરોડાધીપતિ શેઠો કદી દશ સહસ્ત્ર મળી પોતાનું સર્વસ્વ વેચી દે તોપણ તે સંખ્યાનું પુરૂ થઇ શકે તેમ નથી માટે આપ અત્યારેને અત્યારે પ્રથમ વિશ્વકર્માને જઇને કહો કે તે ગંગાના કીનારા ઉપર શેહર નજ દીક યોગ્ય સ્થળ પસંદ કરી તે ઉપર સાધુઓના ઉતારાના દિવ્ય ભુવનો સત્વર રચી કહાડે અને તેની જોડે એક સ્ફાટિકનો મણીમય ગોલાકાર પંગત માટે સુવર્ણ મંડપ પણ ઉભો કરે. વળી પાક-

શાળા વીગેરે તમામ જોઇતી સગવડ એવી તો બનાવે કે કોઇ વાતે ખામી પડે નહીં. પછી ત્યાંથી ત્રિતાપહર સ્વયંભુ મહેશસ્વરૂપ શ્રીમદ શંકર ભગવાન પાસે જઈ મારા નામથી કહેજો કે અષ્ટ સિદ્ધી નવનિધી સહીત ગજાનનને કુબેર ભંડારીને અન્નપુર્ણા, દેવીને અને સર્વ ગણવૃંદને આજ આમારી મદદે મોકલવા શ્રી રામચંદ્રજી એ વિનંતી કરી છે માટે કૃપા કરી સર્વને મોકલી આપો તેઓ એવા કૃપાળુ છે કે નારદજી તરત તેઓને તમને સ્વાધિન કરી દેશે. જ્યાં શંકર ભગવાનની આજ્ઞાથી તેઓ તમારે સ્વાધિન થાય કે અનપુર્ણાને કબીરને ત્યાં ભંડારાની પાકશાળા ખટરસ ભોજનથી ભરપુર રાખવા આજ્ઞા કરી દેવી. શ્રી વિઘ્નહર ગજાનંદને ભંડારામાં કોઇ વિઘ્ન ન નડે તેવો બંદોબસ્ત રાખવા વિનયથી કહેવું; શ્રી કુબેરભંડારીને અનગળ અને અખૂટ ધનના ભોંયરાં ભંડારાના દિવ્ય મંડપની નીચે ભર્યાને ભર્યાજ રાખવા વિનવવું અને સર્વ ગણવૃંદને ભંડારામાં આવેલા પ્રત્યેક સાધુને પીરસવાનું કામ સોંપવું. આ રીતે વ્યવસ્થા કરી આપે સત્વર અત્રે પધારવું એટલે આપણે પણ કબીર આશ્રમે ચાલ્યા જઇશું.

**નારદ**—બહુ સારૂ પ્રભુ ? પણ લક્ષ્મીજી રહી ગયાં.

**રામચંદ્ર**—એ કેમ રહી જાય ? મુનિનાથ એતો મારૂં અર્ધું અંગ છે. જ્યાં હું ત્યાં તે તો હોયજ. કેમ ભુલી ગયા ?

**સિતાજી**—(પોતાને ભગવાને યાદ ન કરયા જેથી સ્હેજ ખોટું લાગવાથી) પુજ્ય મુનિંદ્ર, પ્રાણનાથને હવે

મારૂં કામ નહીં હોય એટલે શેની સાંભરૂં એતો આપે સંભાર્યું એટલે પછી તેનો એવો ઉત્તર તેઓ ન આપે તો કયાં જાય? (રીસાવા જેવું મો કરેછે.)

**રામચંદ્ર**—સાધ્વિ એમ તે રીસ ચડાવાય ? લક્ષ્મી વગર કોઈનાથી કંઈ પણ બની શકે છે ? તમારા વગર ભંડારો જરા પણ થઇ શકે કે, કદી નહીં.

**સિતાજી**—નાના પ્રભુ પણ મનમાંતો એમજ કની કે કુબેર ભંડારી જ્યાં પધારશે એટલે લક્ષ્મીને ઝખ મારીને આવવું પડશે માટે હું એની ખુશામત શૂં કામ કરૂં. મારા ઠગારા નાથ તમારી સઘળી ઠગ વિદ્યાની મને ખબર છે. નિરંતર આપના પાસાં સેવનારીછું. જેથી પ્રાણેશ જાણ્યા વગર રહેનારી નથી એ નિશ્ચે માનજો.

**રામચંદ્રજી**—વ્હાલી! તમે તો મારી સર્વજ્ઞતાની શકિત છો મારી અનેક કળાઓમાં અનેકરૂપે રહેનારી બુદ્ધિ છો, મારા સર્વ વ્યહવાર અને પરમાર્થની સિદ્ધિ છો, મારા પરમપ્રિય ભકતોના રદયકમલમાં દૃઢતાથી નિવાસ કરી રહેલી ભકિત છો. તમે તમારા મનના વેગને આધીન ન થતાં અંતર આત્માના સત્સ્ફુરણના વેગને અનુસરી વિચાર કરશો તો જણાઈ આવશે કે કોઇ પણ જડવા ચૈતન્ય પ્રાણી પદાર્થ, વા મોટા મોટા ઈંદ્રદેવાદી, કે શંકર ભગવાન જેવા તપસિઓ અને મારા સુદ્ધાંને પણ, વ્હાલી તમારા વીના ચાલે તેમ નથી. માટે ખેદ ન કરતાં પ્રસન્ન ચિત્ત રાખી આપણા કર્તવ્ય કર્મમાં હવે ચિત લગાડો

**સિતાજી**—પ્રભુ ? મારે ખેદ શો. મારો અગર તારો વા ગ-

મે તેવી ધારો તો પણ હું તો આપના ચરણ‧
માંજ સતત રહેનારી એક આપની દાસિ.

**રામચંદ્ર**—નારદ મુનિ આપ પધારો ત્યારે હનુમાનજીને
આણી તરફ મોકલતા જજો અને જઇ કાર્ય કરી
સત્વર પાછા આવો કે ફ્હોફાટતેજ આપણે કાશી
પ્હોચી જઇએ.

**નારદ**--ભગવાન સત્વર જઈ કાર્ય કરી આવું છું ( જ‧
તાં જતાં )

—ધુન—

**જય જય રામ કૃષ્ન ગોવીંદ**
**જય જય મુકુંદ પરમાનંદ**
**જય જય દીન વત્સલ ભગવાન.**
**જય જય ભકતા ધીન જય રામ**—( જાય છે )

આ પ્રમાણે નારદજી હનુમાનજીને ભગવાન પાસે જવાનું કહી એકદમ ઇંદ્રિ લોક તરફ અંતરીક્ષ મારગે ચાલતા થયા. હનુમાનજી ભગવાન પાસે આવ્યા કે હનુમાનને પોતાની સા‧થે રહેવા તથા વાહન તૈયાર રાખવા ભગવાને આજ્ઞા કરી હનુમાનજી સત્વર ગરૂડ વૈમાન નામનું વાહન તૈયાર કરવા વાહન ગૃહમાં ગયા. આ વખતે આપણા અંજનિ સુત બલવાન બજરંગ શ્રી હનુમાન છેકજ વૃદ્ધ થઇ ગયા હતા એટલે યુવાવસ્થામાં જેમ આદશકિત શ્રી સિતાજીને મસ્તક ઉપર બેસાડી અને શ્રી સિતાપતિ, અને લક્ષ્મણજીને બન્નેને ખાંધપર ઉઠાવી જ્યાં ત્યાં દોડયા કરતા હતા તેમ અ ત્યારે ન હતું. અત્યારે તો તેઓ એક વૃદ્ધ પરમહંસ રૂપે સાક્ષાત જ્યોતિમય, સતચિદ, અને આનંદ સ્વરૂપ રમાપતી રદેશ શ્રીમદ્ રામચંદ્ર ભગવાનના ચરણ પાસે નિરંતર પડી

રહી એક ચિત્તે પોતાના ઇષ્ટનું રટણુજ કરતા હતા. અને શ્રીમદ્ રામચંદ્રજી ભગવાને પણ વૃદ્ધાવસ્થાને લીધે તેમને દરેક ઉપાધિથી છુટા રાખ્યા હતા. છતાં અત્યારે કબીરની ખાતર તેમને સર્વ ગણવૃંદના ઉપરી તરીકે ભંડારામાં કામ કરવાનું હતું એટલે ગણવૃંદોએ દરેક સાધુઓને જે જોઇએ તે પીરસ્યું છે વા આપ્યું છે કે નહીં તેજ જોવાનું તેમને માથે રાખવામાં આવનાર હતું. અને એટલા માટેજ શ્રીમદ ભગવાન રામચંદ્રજીએ તેમને સાથે રેહેવા આજ્ઞા આપી હતી હનુમાનજી ગરૂડજીને પોતાનું વૈમાન સ્વચ્છ કરી, શણુગારી તૈયાર રખાવવાનું કહી આવી ભગવાન પાસે બેસી ભગવાનના ચરણુ તળાસવા લાગ્યા. અને સિતાજીએ કબીરને ત્યાં જવાની સર્વ તૈયારીઓ કરવા માંડી. ભગવાને હનુમાનજીને કબીરની સરવે હકીકત નિવેદન કરી અને તેમને ગણુવૃંદના કાર્યો ઉપર પુર્ણ દેખરેખ રાખવાનું કામ સોંપ્યું. એટલામાં ગરૂડજી આવી બે હાથ જોડી ભગવાન પ્રત્યે બોલ્યા કે પ્રાણુપતિ પરમેશ! વાહન તૈયાર છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે પધારશો. ભગવાને ઉત્તર આપ્યો બહુ સારૂ ગરૂડજી વાહન લેઇ તૈયાર રહેજો. નારદ મુનિ પધારે કે અપણે પ્રયાણુ કરીએ. આ સાંભળી ગરૂડજી પોતાના વાહન સમીપ જઇ ઉઇ ઉભા રહ્યા. આ પ્રમાણે ભગવાન બેઠા બેઠા ભંડારાની ચિંત્તામાં પડેલા છે અને આપણા અતુલ બલિ વૃદ્ધ પવન કુમાર પ્રભુના પગ દાબી રહ્યા છે એટલામાં સિતાજી આવી ભગવાનને કહેવા લાગ્યાં.

સિતાજી—નાથ! નાહક ઉજાગરો શું કામ કરો છો. નારદજી પધારે તેટલી વાર તો જરા વિશ્રાતી લ્યો હજી તો રાત્રી છે.

રામચંદ્રજી—દેવિ હવે તો જ્યારે મારા પરમ પ્રિય કબીર

ભક્તને ત્યાંનો ભંડારો પરીપુર્ણ થશે ત્યારેજ નિંદ્રા, ભુખ, તરશ, આદી સર્વ પર રૂચી થશે ત્યાં સુધી મારે સર્વનો ત્યાગ છે. અને ચિતમાં જરા પણ ચેન પડતું નથીં.

સિતાજી—હે પ્રાણાધાર અંતરયામિ મને આપના અત્યંત પ્રિય ભકત કબીરદાસથીજ અનુભવ થયો કે આપ ભકતને સર્વદા અત્યંત આધીન રહો છો અને ભકતોને માટે તાડ તડકો ભુખ દુખ આદી સર્વ દુખોને સહન કરોછો.

રામચંદ્રજી—સાધવી એ સૌ મારા ભકતોને માટે અવસ્ય કરવુંજ જોઈએ, અરે ભકતોને માટે કદાચ મારે મારો પ્રાણ અર્પણ કરવો પડે તો પણ તેની મને ચિંતા નથી.

સિતાજી—પ્રાણનાથ હવે મને એ વાતનો પુર્ણ અનુભવ થયો.

રામચંદ્રજી—વ્હાલી હજી સુધી નારદ કેમ ન આવ્યા વાર તો ઘણી થઈ.

સિતાજી—પ્રાણેશ આપે મુનીને કામ એટલાં બધાં સોપ્યાં છે કે તેમને વાર થયા વીના રહે નહીં હવે તો જરૂર આવતા હશે.

રામચંદ્રજી—જરૂર હવે તો પધારવાજ જોઈએ કારણકે હવે વખત થવા આવ્યો.

સિતાજી—આપે મુનીને ત્રણ વાગે પધારવાનું કહેલું છે એટલે હવે મુની પધાર્યા વગર નહીં રહે નાથ નાથ હવે તો રસ્તામાંજ હશે.

રામચંદ્ર—ક્ષણવાર રાહ જોઈએ પછી ગરૂડને બોલાવી

લાવવા આજ્ઞા કરાઓ (એટલામાં નેપથ્યમાં નારદ જીની વિણાનો આલાપ સાંભળી સત્વર બેઠા હતા ત્યાંથી ઉઠી સીતાજીને દેખિ જુંઓ જુઓ મુની પધારે છે.

નારદ-- ધૂન.

**જય જય રઘુવર જય જય રામ જય પ્રતિપાલ**
**વિજય જય રામ.**

**જય જય દીન બંધુ સુખ સાગર,**
**જય જય શેષ શાયી ક્ષીર સાગર**
**જય પુરન બ્રહ્મ પતિત પાવન**
**જય જય અપને જન કાજ સુહાવન.**

આ પ્રકારની ધૂન લગાવતા લગાવતા કરતાલ અને વિણા સહીત નારદજી વૈકુંઠમાં શ્રીમદ વિશ્નુ ભગવાન રામચંદ્રજીના મણીમય મંદીરના દ્વાર આગળ આવી પોહોચ્યા કે તરતજ ભગવાન સામા ધાયા અને મુનીને સપ્રેમ ભેટી કહેવા લાગ્યા કે કહો મુનીવર કેમ કાર્યની સિદ્ધિ કરી ?

નારદજી—હે ત્રિલોકીનાથ મારા જતાં પેહેલાંજ આપે સર્વના રદયમાં ઉતરી બધું કાર્ય કરી દીધું હતું, અને દરેક ઠેકાણેથી સૌ કોઇને ત્યાંથી “ મૃત્યુ લોકમાં ગયા છે ” એમજ ઉત્તર મળ્યો શંકર ભગવાન પણ કયારના ગજાનન અને કુબેર સાથે ગણ વૃંદ સહિત ઉપડી ગયા છે એમ જગત જનુની સતિ શિરોમણી પાર્વતીજીએ કહ્યું વિધ કર્મા તો સંધ્યાકાળથીજ કાશી તરફ સિધાવ્યા છે, એમ ઇંદ્ર લોકમાંથી ખબર મળી. અનપુર્ણાદેવી પ્રાતઃકાળથીજ કબીર મઠમાં અંતરીક્ષ રહી સર્વ સામગ્રી પાકશાસ્ત્રને અનુસરી કર·

વામાં રોકાયેલી છે એમ તપાસ કરતાં જણાયું આવી રીતે હે ભગવાન આપે આપની માયા આ પ્રમાણે જ્યારે પ્રથમથીજ ફેલાવી મુકી હતી ત્યારે દાસને વૃથા ફેરો શું કામ ખવરાવ્યો નાના પણ દાસનું મન જોવાની ખાતર આપે પ્રભુ તેમ કર્યું હશે કબીર મઠમાં જઇને જોઈ ખાત્રી કરી આવ્યો કે સર્વ કોઇ પોત પોતાનું કામ કરે છે જઇ જોયું તો હે પ્રભુ ત્યાં તો એવી રચના રચવામાં આવી છે અને સર્વ દેવવૃંદ સાધુઓનો વેશ લેઇ એવાતો કામે લાગી ગયા છે કે જરા પણ આડુ અવળું જોયા વગર પોતાનું કામકાજ કર્યા કરે છે; અને વિશ્વ કર્માએ એવી તો રચના રચી છે કે ઇંદ્રપુરી અને વૈકુંઠ પણ લજવાઇ જાય. એવો પ્રભુ કબીર મઠમાં કારભાર ચાલે છે. માટે હવે લેશ પણ ચિંતા કરવાનું કાંઇજ પ્રયોજન નથી.

રામચંદ્ર—ત્યારે તો ઠીક મુનીનાથ. હવે મને નિરાંત વળી. આપે કહ્યું કે વૃથા ફેરો પણ આપને આ વૃથા ફેરો નોહોતો. જાણો છો કે આપતો મારૂં મન છો. જ્યાં સુધી આપ સ્વરૂપ મારા મનથી ખાતરી થાય નહીં ત્યાં સુધી કદી પણ મને જંપ વળેજ નહીં જે આપ કયાં નથી જાણતા હવે કદાચ અડધો કલાક મોડા જવાય તો પણ હરકત નથી. ચાલો અંદર પધારો કૃપાળુ ઉમાવરે મારી તરફનું આ કામ ઉઠાવી લીધું છે એટલે હવે જવાય છે. કારણ કે તમે જાણો છો કે મારો તો સર્વ આધાર એજ નિત્ય નિરામય સ્વયંભુ સાક્ષાત સર્વાધાર શંકર ભગવાન ઉપરજ રહેલો

છે. એટલે તેમને ફીકર કેમ ન હોય ?

આ પ્રમાણે વાત ચિત કરી ભગવાન મુનિને લેઇ મંદીરની અંદર સિંહાસન સમીપ આવી બેઠા એટલે સિતાજીએ આવી મુનિને પ્રશ્ન કર્યો. મહારાજ કેમ હવે આપણે કાશી તરફ પ્રયાણ કરવાનો કેટલીવાર છે. ત્યાં બધી વ્યવસ્થા થઇ ગઇ કે હજુ બાકી છે.

નારદ—માતુશ્રી જગત જનેતા ! આપે આપની શક્તિ સવાંશે જ્યાં પ્રગટ કરી પછી શું બાકી હોય. હવે તો પોતાશ્રી પધારે એટલીજ વાર છે. બાકી ત્યાં હવે કંઇ વાર નથી.

સિતાજી—( રામચંદ્રને ) ત્યારે ભગવાન ચાલો જઇએ. શંકર ભગવાન બિચારા ભોળે ભાવે બધું તમારૂં કરે એટલે મીઠા ઝાડનું મુળ કહાડવું ?

રામચંદ્ર—સાધવિ ! શંકર અને આપણે ભિન્ન નથી. પણ વ્યહવારીક પક્ષે તમારૂં કહેવું યથાર્થ છે, આપણે જઇ તેમને મદદ કરવી જોઇએ. ચાલો કોઇ અનુચરને મોકલી ગરૂડજીને વાહન લાવવાનું કહેવરાવો.

સિતાજી—તે તો પ્રભુ સત્વર કહેવરાવું છું પણ આપણે કયે વેશે કાશી પુરીમાં આ સઘળો કારભાર કરવો. એ પ્રથમ નક્કી કરવા મારી વિનંતી છે.

રામચંદ્ર—એ કામ મુનીને સોંપ્યું. મુનિ નાથ આપ હવે એ નકકી કરો કે આપણે સર્વેએ કયા વેશમાં ત્યાં જઇ કામ કરવું.

નારદ—એ પ્રભુ સર્વે તે પોત પોતાની અનુકુળતા ઉપર રાખવા જેવું છે. કારણ કે મૃત્યુ લોકમાં

કોઇ કંઇ વેશથી ફાવી શકે તો કોઇ કંઇ વેશથી ફાવી શકે છે. માટે એ કાર્ય કરવાનું સૌ સૌની ખુશી ઉપર રાખો. પછી જેવી ઇચ્છા—

રામચંદ્ર—ત્યારે હું તો કબીરનો વેશ લેઈશ.

શિવાજી—પ્રાણેશ ત્યારે હું લક્ષ્મીના ઢગેલે ઢગલા રૂપે કોઠારોમાં રહીશ.

નારદ—હું પ્રભુ કમાલનો વેશ લેઇશ. પછી કંઇ.

રામચંદ્ર—બસ હવે આપણો તો નિર્ણય થઇ ગયો. બાકી હનુમાન આદી આપણા તમામ માણસો સાધુઓ વેશે કામ કરશે. એટલે હવે આપણા સર્વનો ખુલાસો થઇ ગયો. પણ નારદ મુનિ શંકરે ત્યાં કેવી રીતે ધમધોકાર કામ ચલાવ્યું છે તે કૃપા કરી કહો, એટલે હવે આપણે તે પ્રમાણ કરી દેઇએ.

નારદ—ત્યાં પણ સર્વએ પોતાને ફાવે તેવા ભેખનું સ્વરૂપ ધારણ કરી ધમધોકાર કામ કરવા માંડયું છે. ગૌરી પુત્ર શ્રી ગજાનને ગોરખનું સ્વરૂપ લીધું છે અને શંકર ભગવાને મત્સ્યેંદ્ર નાથનું સ્વરૂપ લીધું છે તથા બીજા બધાએ તેમના સિદ્ધ મંડળના ચેલાઓનું સ્વરૂપ લીધું છે અને ધર્મદાસને તેમણે એમ સમજાવ્યું છે કે કબીર ભકતે અમને સર્વ સિદ્ધિ સહીત ભંડારાની વ્યવસ્થા કરવાને અગાઉથી મોકલ્યા છે માટે અમે સર્વ ભંડારાનું સાહિત્ય તૈયાર કરાવીએ છીએ

રામચંદ્ર—પ્રિય નારદ મુનિ ઠીક થયું. આપણુ તમે નિવેદન કર્યું હવે હું કબીરનું સ્વરૂપ લેઈશ અને આપ

કમાલ થશે તે બરાબર કહેવાશે. મત્સ્યેંદ્રનાથ કામરૂ દેશમાં આજ કાલ ફસાયા છે અને તેમને પાછા લાવવા સારૂ ગોરખ નાથ થોડો વખત થયાં કાશીથીજ ત્રિયા રાજમાં એક રાસ ધારીઓના ટોળા સાથે રાસ ધારીના વેશે ચાલ્યા ગયા છે એટલે મત્સ્યેંદ્ર કે ગોરખ બંન્નેમાંથી એક પણ કબીરને ત્યાં આવનાર નથી અને લોકોને પણ આ વાતની હજી ખબર નથી એટલે શંકર અને ગજાનનના ધારણ કરેલા મત્સ્યેંદ્ર અને ગોરખ સ્વરૂપ પણ યથાર્થ મનાશે ચાલો મુનિ આ પાકી વ્યવસ્થા થઈ ગઈ તે ઠીક થયું હવે લોકો સૌ ગોરખ અને મત્સ્યેંદ્રની સિદ્ધિથી કામ થયું એમ માનશે અને આપણે પ્રગટ નહીં થઇએ. ભંડારો સમાપ્ત કરી આપણા ગયા પછી આપણે જાહેર થઇએ તેની હરકત નથી. પણ પ્રથમ જરા અપ્રગટ રેહેવું જોઇએ એજ વ્યાજબી ધારૂં છું કરાણ કે કલિયુંગ છે.

**નારદ**—ભગવાન, આપની અકલિત માયાનો પાર વિધિ હરી હર સુદ્ધાં પણ આપની ઇચ્છા વિના પામી નથી શકતા. તો બિચારાં મૃત્યુ લોકના મનુષ્યોનો તો શો આશરો. આપની ઇચ્છા વિના, હે પ્રાણાત્મન, વૃક્ષ ઉપરનું એક પણ પાંદડુ હાલી શકવા સમર્થ નથી.

**સિતાજી**—નાથ બાહેર ગરૂડજી વૈમાન તૈયાર રાખી ઉભાછે. આપની વારે વાર છે ચાર પોહોર રાત્રી વીતી ગઇ છે. અને અરૂણોદયની તૈયારી થવા માંડીછે

**રામચંદ્ર**—મારે તો કાંઇએ વાર નથી. ( હનુમાનજી બેઠા

બેઠા પગ ચાંપતા હતા તેમને ) પ્રિય બજરંગ ચાલો ગરૂડ વૈમાનમાં બેસી જઇએ રસ્તે સેવા કરજો.

**સિતાજી**—વૃદ્ધબલિ ! વૈમાનમાં બેસી પછી પ્રાર્થના ચરણ કમલ ચાંપજો. પ્રભુ હવે પધારો અરૂણોદય થઇ ગયો.

**હનુમાન**—જેવી આજ્ઞા. માતુશ્રી ભગવાન પધારે કે તરત હું તો ઉઠેલોજ છું.

**રામચંદ્ર**—સાધવિ લ્યો ચાલો બજરંગ ! ચાલો મુનિનાથ ચાલો--

**ગાયન ૧૦**

**સિતાજી—તન મન ધન અરપણ કર્યું પ્રાણ જીવન**
**પધારોને વ્હાલા.**

**જુગજીવન મુજ જીવન રાઘવે.**

**રામ—પ્રિય તું મુજ મણીમાલા.**

**સિતા-લિલા કરો થઇ કાલા—તન મન ધન.**

**રામ—બાળા બોલો છો શા બોલ રસાળા.**

**સિતા-જાણું પ્રભુ તમ ચાળા ભકતને વશ છો લાલા.**

**રામ—દાસ કબીરની આજ કસોટી બતાવું કરો**
**ચાલો બાળા-**

**સિતા-તન મન.**

આ પ્રમાણે સાક્ષાત વિશ્નુ ભગવાન શ્રી રામચંદ્રજી સર્વને લેઇ ગરૂડ વૈમાનમાં બેઠા કે તરત ગરૂડજીએ વૈમાનને અંતરીક્ષપણે હંકારી દીધું અને તરત કાશી નગરની બાગોળે એક ઉજડ જંગલના ધોરી રસ્તા ઉપર ભગવાને સંકેત કરેલા સ્થળે ઉતારી દીધું. જ્યાં સર્વ તેમાંથી ઉતરી પડયા કે તુરત ભગવાને કહ્યા પ્રમાણે ગરૂડજી પાછું તે વૈ-

માન સત્વર વૈકુંઠમાં લેઇ ગયા. અને જંગલમાં એક રસ્તા ઉપર ઉતરેલા ભગવાન, સિતાજી, તથા નારદ અને હનુમાન ચારે જણે સંકેત કર્યા પ્રમાણે વેશ ધારણ કરી કાશીનગરની સીધી વાટ લીધી.

મારા પ્રિય વાંચનાર ! હવે આપણે જોનપુર ગયેલા આપણા વૃત્તાંતના નાયક તરફ વળીએ કે તે પોતાના શિષ્ય મંડળ સહીત જોનપુરના રાજા વિરસિંહ વાઘેલા જોડે જઇ જોનપુરમાં શું કરતા હતા. જે દિવસે શ્રીમદ રામચંદ્ર ભગવાન કબીરમઠમાં કબીરનું સ્વરૂપ લેઇ વિશ્વ ભંડારો કરવા આવ્યા હતા તે દિવસે જોનપુરમાં જોનપુરના રાજા વિરસિંહ વાઘેલાના નવા મેહેલમાં કબીરની પધરામણી અને મ્હેલમાં વાસ્તું કરવાની ક્રિયાના શુભ પ્રસંગનો ઓત્સવ થઇ રહ્યો હતો. રાજદરબારમાં અને જોનપુર શહેરમાં મંગળ ગવાઇ રહ્યાં હતાં. જોનપુરના નૃપતિના સદગુરૂની પધરામણી નૃપતિને અને નૃપતિ અવાસના મનુષ્યોને જેવી પ્રિય થઇ પડી હતી તેટલીજ તે નૃપતિના નોકર ચાકરો અને તેની સઘળી પ્રજાને પણ પ્રિય થઇ પડી હતી અને ટુંકામાં આખા જોનપુર નગરનો કબીરદાસ પ્રત્યે પ્રેમ વધ્યો હતો. આખા નગરનું લોક એક પછી એક આવી કબીરદાસનું યથાવિધી પુજન કરી જતું હતું. કોઇ તો તેમની પાસે કલાક કલાક બેસી રહી કબીરદાસને મુખેથી જ્ઞાન ચર્ચા શ્રવણ કરતું હતું. જોનપુરના રાજા વિરસીંહ વાઘેલાએ સર્વ નગરવાસિઓને પોતાના સદગુરૂ કબીરદાસને દરબારગઢમાં મળવાને આવવાની છુટ આપી હતી. એટલે પુરૂષ અને સ્ત્રિ વર્ગ બંન્ને આપણા સિદ્ધ પુરૂષ કબીરદાસ પાસે આવતાં જતાં હતાં. સહવારમાં વિરસીંહ વાઘેલાએ વાસતાની કિયા કરી લીધી હતી અને પછી પોતાની ફોજ સહીત સોનાની અંબાડીવાળા હાથી

ઉપર પોતાના સદ્દગુરૂ કબીરદાસને બેસાડી, મોટો વરઘોડો ચઢાવી આખા જોનપુર નગરમાં ફેરવી ઘણા માન સાથે નવે મ્હેલે ઉતાર્યાં અને એક સ્વર્ગ ભુવનને પણ આંટી નાંખે તેવા દિવ્ય દિવાનખાનામાં એક મોટા રત્નજડીત્ર સિંહાસન ઉપર રાજાએ પોતાના સદગુરૂને પધરાવ્યા ચરણ આદી ધોઇ પુષ્પ અર્ચન સહીત યથાવિધી પુજન કર્યું. અને ગુરૂ દક્ષિણામાં દશ ગામ અર્પણ કરી હાથજોડી રાજા સાષ્ટાંગ કરી ગુરૂને પગે લાગી કોરાણે ઉભો રહ્યો. થોડીવાર થઇ કે તરતજ ભજન કિર્તન શરૂ થયું અને લોકોને પ્રસાદ વહેંચાયો. આપણા કબીરદાસ પણ હવે ભજન કિર્તન શ્રવણ કરવામાં પડી ગયા. આ પ્રમાણે જ્યારે કબીરમઠમાં ભંડારો હતો ત્યારે જોનપુરમાં આપણા કબીરદાસની પધરામણીની ધામધુમ થઇ રહી હતી.

હવે આપણા ધર્મદાસે ભંડારાના આગલા દિવસે પ્રાતઃ કાળમાં કબીરદાસ જોનપુર ગયા હતા ને સાયંકાળે પેલા મહંતો તરફથી ભંડારાની ખબર મળ્યા પછી તેમના કુટુંબે જે પ્રતિજ્ઞા લીધી હતી તે મુજબ રાત્રિના પ્રથમ પહોરથીજ અન્ન જળ ત્યાગ કરી ભંડારાની વ્યવસ્થા કરવાની શરૂઆત કરી દીધી હતી

ગાયન ૧૧—

**ભાઈ સંતવિરલા કોકપર દુખભંજન દેખાતા, બાકી સૌ સ્વાર્થે અથડાતા—**
**બ્હાર દીસે રાતા માતા—હ્રદયથી મલીન મદમાતા**
**જોઇ પર સુખ નાખુશ થાતા, હરામી હરામનું ખાતા**
**હાડ હાડ થઇ શ્વાન સમાતે ઘર ઘર ભટકાતા પ્રભુ**
**નામે જે અભડાતા—ભાઈ**

**સ્વાર્થની પ્રિતી જહાં ત્યાં વ્યાપ્ત છે.**

**પરમાર્થમાં નહીં પ્રીત આ સંસારમાં**
**અસારમાં-અવિચારમાં-**
**ગોથા ખાતાં, અથડાતા અતિ રીબાતાને**
**દુખી થાતા—ભાઇ**

આવા વિરલ પરોપકારી પુરૂષો ઘણા થોડા હોય છે. ધર્મદાસનો વિવેકી પુત્ર ચુડામણિ બજારમાં જઇ સેંકડો મણ અન્ન ઘી-ગોળ, વીગેરે સામગ્રીની સર્વ વસ્તુ લેઇ આવ્યો હતો અને સર્વ ધર્મદાસનું કુટુંબ તથા તેના માણસો તે અનાજ આદી સર્વ વસ્તુઓને સ્વચ્છ કરી સામગ્રી માટે તૈયાર કરવાના કાર્યોમાં કબીર મઠમાં આવી ગુંથાયા હતા. કબીર મઠમાં એક નાનું બાળક પણ એ વખતે બેસી રહ્યું ન હતું પણ સર્વ કોઈ પોત પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં મચી પડયું હતું, જેથી કોઇ કોઇને ફલાણું કોણ છે ને ઢીકણું કોણ આવ્યું છે એમ પુછતુંજ ન હતું. આ પ્રકારનો ભંડારામાં વ્યાપાર ચાલી રહ્યો હતો. તે વખતે આશરે દોઢેક પોહોર રાત્રિ વીતવા આવી હતી તેટલામાં મત્સ્યેંદ્રરૂપે શંકર ભગવાન તથા ગોરખરૂપે ગજાનન પોતાના ચેલાઓના વેશમાં પોતાના ગણ વૃંદને લેઈ વિશ્વકર્મા સહિત કબીરમઠ આગળ આવ્યા કે જ્યાં ધર્મદાસનું કુટુંબ તે રાત્રિએ ભંડારની ધામ ધુમ કરી રહ્યું હતું આવી ઉભા રહ્યા, કે તેમની તરફ ત્યાં આગળ ઉભેલા ::આપણા ધર્મદાસના પુત્ર ચૂડામણિની નજર પડી. ચુડામણિએ કબીર કસોટીના પ્રસંગોમાં ગોરખને નજરે જોયા હતા. તેથી તે ગોરખને બરાબર ઓળખતો હતો. જેથી ગોરખને ઓળખતાની સાથે તરતજ ઉઠી તે સર્વ સાધુ સ્વરૂપે આવેલા દેવ ગણવૃંદના સામો ધાઇ આવ્યો અને પ્રેમથી મઠની અંદર કબીર મંડપમાં લેઈ જઇ નિવાસને માટે સુંદર સ્થાન આપ્યું; આપણા ધર્મના અવતાર ધર્મદાસ પણ ખબર પડ

તાંની સાથે કામ પડતું મુકી સત્વર આવી પોહોચ્યા અને ગોરખ અને તેમના સર્વ ચેલાઓને સપ્રેમ પ્રણામ કરી મત્સ્યેંદ અને ગોરખ આગળ આવી હાથ જોડી ઉભા રહ્યા. અને ચુડામણી ઉઠી પાછો ભંડારાની વ્યવસ્થામાં ગુંચાયો. થોડીવાર થઇ એટલે ગોરખનાથ ધર્મદાસ પ્રત્યે બોલ્યા. બેટા ધર્મદાસ, કબીર સાહેબને હમકો ઔર હમારે યે પરમપુન્ય સદગુરૂ મત્સ્યેંદ્રનાથ કોભી આમંત્રન કિયા હે જીસસે સબ ચેલે સહીત ભંડારા મેં અમારા આના હુવા હે. ભંડારા કલ હોને વાલા હે પરંતુ હમારે સદગુરૂ કીએ ઐસી ઇચ્છા હુઈ હે કે રામકે પ્રાન પિયારે કબીરદાસ કીજો બને વો આજ સેવા કરના જીસ લિયે હમારા ઇતના જલ્દી કબીર આશ્રમ મેં આગમન હુવા હે.

**ધર્મદાસ**—દાતા? આપકી હી મદદસેં યે સબ હોતા હે.

**મત્સ્યેદ્રનાથ**—બેટા ધર્મદાસ, તુમ ઔર તુમ્હારા કુંટબ અંદર ઔર બાહેર બરાબર વ્યવસ્થા હે કે નહીં વો દેખતે રહો ઔર આનંદસે આશ્રમમે બેઠકે ગુરૂકા ભજન કરતે રહો. હમારે યે સબ ચેલે કબીર સાહેબકા ભંડારા ગુરૂકી સિદ્ધિસે ઐસા પરી પુરન કર દેંગે—કે આપ છક હો જાવેગે-(ચેલાઓને) અરે જાવોરે સબ ગંગા તટ પે સબકા કામ કરકે સબ તૈયારી કરદો? ઔર ગો· રખા તુ જાકે સબકે ઉપર દાબ રખકે મેને ની· વેદન કીયાહે ઐસા મેરે મન પસંદ બનાદે? ઔર હમને કબીરદાસજી કો બુલાયે હે વો પીછે લોટ હોંગેસો અબીઆતે હોંગે વો યહાં આ જાય કે સત્વર હમભી વહાં આ જાતે હે.

**ધર્મદાસ**—(પોતાના સર્વ કુંટુંબને ત્યાં આગળ બોલાવી

ઉભું રાખીને તેને) દેખો, યે અપને પુજ્ય વડીલ ગોરખનાથ સિદ્ધ કે સદગુરૂ મત્સ્યેંદ્રનાથ, પાય લાગો. (પુત્રને) બેટા ચુડામણી ચલો અપને ગોરખ કે સાથ ચલેં વો કહેવો સેવા બજા લેં ન કછુ ખામી લાવે.

ચુડામણિ—પિતાજી જૈસી આજ્ઞા.

ગોરખ—અરે બેટાઓ? તુમ ન્હાય આવો વા ના આઓ ગુરૂદેવકી સિદ્ધિસે સબ હોને દેને વાલા હે યે સિદ્ધ મંડલ હૈ. તુમકો સિદ્ધ મંડલ કી ક્રીયા દેખને કી અગર ઇચ્છા હોવે તો ચલો. ગુરૂ... આ દેશ.

આ પ્રમાણે ધર્મદાસ અને ચુડામણી બંન્ને ગોરખની સાથે ચાલ્યા ગયા. અને ધર્મદાસનું કુટુંબ, એટલે ધર્મદાસના બીજા ત્રણે પુત્રોની સ્ત્રીઓ, અને ગુમાસ્તા આદી ચાકર નોકરો મળી આશરે દોઢસો માણસો નરનાથ મત્સ્યેંદ્રની સેવામાં આશ્રમની અંદર પ્રવૃત થયા હતા. મત્સ્યેંદ્રનાથ થોડીવાર થઇ એટલે સમાધિસ્થ થઇ ગયા. અને સર્વ ધર્મદાસનું કુટંબ હવે ભંડારની લેશ પણ ચીંતા કર્યા વગર આશ્રમની અંદર ભજન કિરતન કરવા મચી પડ્યું.

હવે પ્રિય વાચનાર પણે ગોરખ તથા તેમનું સિદ્ધ મંડળ અને ચૂડામણી તથા ધર્મદાસ ગંગા કિનારે આવેલા એક વિશાળ મેદાનની અંદર આવી પોહોચ્યા કે તરતજ ગોરખે ધર્મદાસ અને ચુડામણિને કહ્યું કે " તુમ એક જગે બેઠ જાઓ હમ સબ ભંડારકી રચના રચતે હૈ. " ધર્મદાસે ઉત્તર આપ્યો. " જો ઇચ્છા જોગિંદ્ર " આમ કહી ચુડામણી તથા ધર્મદાસ તે સિદ્ધ મંડળમાંથી કોરાણે જઇ બેસી ગયા એટલે સિદ્ધ મંડળના મહાત્માઓ પૈકીના એક

મહાત્મારૂપે વિશ્વકર્મા તે વિશાળ ચોગાનની મધ્યસ્થ આવી સુંદર મણિમય, ગગનને પોહોચે તેવા એક પછી એક એમ અનેક સ્થંભો ક્ષણવારમાં ઉભા કરી દીધા. અને તે સ્થંભના ઉપર અને ચારે તરફ ભર ગચ્છીની ચાંદનીઓ અને મુખમલની કનાતો આશરે કરોડથી પણ વધારે માણુસોનો સમાસ થાય તેવો ત્રણ ઘડીમાં મંડપ રચી દીધો. પાક શાળા માટે જગતને જીવાડનારી આપણી અન્નપુર્ણાદેવિને રૂચે તેવું વિશ્વકર્માએ ભૂવન રચી દીધુ અને અને કુબેર ભંડારીને રૂચ્યા તેવા સાત ધાતુ, હિરા, માણેક, નિલમ, પન્ના, મોતિ, સર્વ આયુધો, શસ્ત્રો, અસ્ત્રો, અને અખૂટ લક્ષ્મી ભરવાને માટે કોઠારો પણ બનાવી દીધા, પાકશાળામાં રસોઈ શરૂ થવા માંડી તે વખતે આશરે ત્રણ પ્રહર રાત્રિ વિતિ ગઇ હતી. અને પ્રાતઃકાળનો બીજો પ્રહર પુરો થયો નહીં એટલામાં રસોઈની સર્વ સાધુઓના ઉતારાની, અન્ન ધન વસ્ત્રો અને જવાહીર આદીની, હથીઆરો અને લક્ષ્મી વીગેરેની ભંડારાના મંડપમાં સંપુર્ણ વ્યવસ્થા થઈ ગઈ અને પછી હય ગજ આદી તમામ વાહનો ને તેના તબેલાઓ બનાવી દેઇ એકઠી થનાર સર્વે સંત મુર્તિઓના પુજન અર્ચન અર્થે કેસર ચંદન અને પુષ્પ માલાઓની તૈયારી પેલા સિદ્ધ મંડળે કરવા માંડી. ભંડારાનું સર્વે સાહિત્ય દીવસના બીજા પોહોર પેહેલાં તૈયાર થઇ ગયું. બાદ એક પછી એક આમંત્રણ કરેલાં સંત મુર્ત્તિઓનાં ટોળે ટોળાં પેલા મંડપમાં ભરાવા લાગ્યાં. અને ગોરખે તેઓને યથાયોગ્ય ઉતારો આપ્યો અને અન્ય આવનાર સાધુઓને ઉતારાની સગવડ કરી આપવાની ખાતર મંડપના મોખરે આવી ઉભા રહ્યા. અને જે આવે તેને તેના યોગ્ય ઉતારો ગોરખનાથ બતાવવા લાગ્યા.

કબીરના આશ્રમમાં આગલી રાત્રીએ આવી મત્સ્યેંદ્ર રૂપે સમાધીસ્થ થઇ રહેલા શંકર ભગવાન અરૂણોદય થતાંની સાથે સમાધીમાથી ઉઠયા કે તરતજ તેમને ભગવાન રામચંદ્ર કબીરના વેશમાં, નારદ કમાલના વેશમાં અને હનુમાન એક વૃદ્ધ પરમહંસનું રૂપ લેઇ કબીર આશ્રમ તરફ આવતા જણાયા. લક્ષ્મી સ્વરૂપ સિતાજી બારોબાર જઈ ગંગાપર વિશ્વભંડારાના મંડપમાં બનાવેલા લક્ષ્મીના કોઠારોમાં અને મંડપની અંદર અને આસપાસ સર્વત્ર લક્ષ્મીના ઢગલા રૂપે પથરાઇ ગયાં હતાં. કાશી નગરમાંતો કબીર સાહેબ પધાર્યા કબીર સાહેબ પધાર્યા એમ વાત ચાલી રહી હતી. અને આપણા કબીર રૂપે શ્રીમદ વિશ્નુ ભગવાન રામચંદ્રજી અને કમાલ રૂપે નારદજી, હનુમાન રૂપ એક પર્મહંસને લેઇને કબીરના આશ્રમના વચલા ચોકમાં આવી પોહોચ્યા કે તરત જ મત્સ્યેંદ્ર રૂપે બનેલા નરહરિ શ્રી મહેશ ભગવાન શંકર, ધર્મદાસના કુટુંબ સહીત ઉઠી સામા લેવા દોડયા અને કબીર રૂપે ભગવાનને ભેટી પડયા અને જમણે હાથ ચર્ણ સ્પર્શ કરી જમણો હાથ આંખે, માથે, કંઠે અને હૃદયે લગાડયો. તેવીજ રીતે કબીર રૂપે આવેલા ભગવાન પણ સામા ભેટયા અને તેમણે પણ ચર્ણ સ્પર્શ કરી હાથ જોડયા. ધર્મદાસના કુટુંબે નારદને કમાલ જાણી ઘણા પ્રેમભાવથી વંદન કર્યું અને પછી કબીરરૂપે ભગવાન અને મત્સ્યેંદ્ર રૂપે શંકર, કબીરદાસના ગાદીના મંડપમાં આવ્યા અને કબીદાસની ગાદી ઉપર આપણા કબીર થએલા સિતાપતી બિરાજ્યા અને શંકર ભગવાન તેમની જોડા જોડ પડેલા ઉંચા એક સિંહાસન ઉપર વ્યાઘ્ર ચર્મ બિછાવી સ્થિત થયા. અને સર્વ ધર્મદાસનું કુટુંબ વિગેરે પોતપોતાના આધકાર પ્રમાણે તે બન્નેની સમક્ષ જમીન ઉપર નિયંમીત બેસી ગયું થોડીવાર થઇ એટલે

કમાલ રૂપે નારદ, મત્સ્યેંદ્રનાથ રૂપે બનેલા શંકર ભગવાન ને પુછવા લાગ્યા કે ? " યોગીરાજ ભંડારેકી વ્યવસ્થા કરને કા આપને આજ બ્હોત શ્રમ લિયા હૈ; ભલા યેભી એક પરમાર્થ કીયા હૈ.

મત્સ્યેંદ્ર રૂપે શંકરે ઉત્તર દીધો કે કમાલજી " ગુરૂકે પ્રતાપ સેં સબ કુછ હોતાહૈ વાસ્તે હમ તુમ કોઇ ચીઝ નહીં હૈ." એ પ્રમાણે થોડીવાર થઈ એટલે કબીર મત્સ્યેંદ્ર, કમાલ અને પેલા વૃદ્ધ પર્મ હંસ એ ચારે જણા ધર્મદાસના કુંટબ સહીત ભંડારાના મંડપે આવી પોહોચ્યા એટલે 'ગુરૂ આદેશ' એ શબ્દોના ધ્વનિની સાથે ગોરખ રૂપે મોખરે ઉભેલા આપણા શ્રી ગજાનને અને સર્વ સાધુ રૂપે મંડપની વ્યવસ્થા કરનાર ગણ વૃંદે તેમને પુષ્પથી વધાવી લીધા અને મંડપમાં તથા પાકશાળામાં લેઇ જઈ સ્થળે સ્થળે ફેરવી ગોરખે સર્વ વ્યવસ્થા બતાવી દીધી પછી લેઇ જઇ તેમને માટે બનાવેલા મણિમય આસન ઉપર બેસાડયા; થોડીવાર થઇ એટલે ભગવાન અને નારદ કબીર કમાલને વેશે મત્સ્યેંદ્રને કહેવા લાગ્યા કે, " નરનાથ આપકી વારી હો ચુકી અબયે સેવકકી વારી આઇ હૈ. વાસ્તે આપ રામજી અબ શાંતિસે આપકે આસન ઉપર બેઠકે ગુરૂકા ભજન કરો. હમ ઔર કમાલ અબ સબ કરતે હૈ. એમ કહી ઝટ કબીર રૂપે ભગવાન અને કમાલ રૂપે નારદ આમંત્રણ કરેલા સાધુઓ જે ભંડારામાં આવતા હતા તેને પુષ્પથી વધાવી વધાવી મંડપની અંદર લાવી યોગ્ય ઉતારો આપતા હતા. હવે ગોરખને માથેથી એ બધી કડા કુટ દુર થઇ હતી છેક મોખરે ઉભા રહી ફક્ત તેમને તો આમંત્રણ પત્રિકા જોઇ સર્વને મંડપની અંદર મોકલવાનુંજ કાર્ય કરવાનું હતું. છએ દરશનના ભેખોને માન પુર્વક ઉતારો આપી સર્વ સવડ કરી આપવા તથા તે·

મની સેવા કરવા સારૂ પ્રત્યેક દરશનના વિભાગમાં ધર્મદાસ, ચુડામણી, કમાલે રૂપે નારદ, કબીર રૂપે ભગવાન રામાનંદ સ્વામિ, અને ધર્મ હંસ રૂપે આપણા અંજની સુત હનુમાન એમ છએ જણ એક નમ્ર સેવકની પેઠે તે તે વિભાગના દ્વાર આગળજ ઉભા રહ્યા હતા. અને મંડપની મધ્યસ્થ આવેલા એક ઉંચા સિંહાસન ઉપર બેઠેલા મત્સ્યેંદ્રનાથ, છ દરશન પૈકી જે દરશનના ભેખ આવતા તેને ઇશારતથી તેના વિભાગ તરફનો રસ્તો બેઠે બેઠે બતાવતા રેહેતા હતા અને એ પ્રમાણે ભંડારાની વ્યવસ્થા ધમધોકાર ચાલી રહી હતી. ત્રીજો પોહોર થતાં થતામાં તો આશરે દશ લાખ સાધુઓનો જમાવ પંગત મંડપમાં થઇ ગયો. અને તે દશે લાખ ભેખની પેહેલી પંગત બેસવાનું કામ શરૂ થયું. અનંત કોટી બ્રહ્માંડના ભંડારો ભરી દેનાર સાક્ષાત વિશ્નુ ભાગવાન શ્રીમદ રામચંદ્રજી જ્યાં ભંડારાની વ્યવસ્થા કરવા પધાર્યા પછી મારા પ્રિય વાંચનાર આ એક બ્રહ્માંડનો ભંડારો શી વિસાતમાં હતો. કારણ કે એ ભકત વત્સલ ભગવાન મહાન દુર્લભ વસ્તુને પણ અતિ સુર્લભ કરી નાંખે તેવા છે; કોટાન કોટી સૂર્યો ઝાંખા થઈ જાય તેવી તો જેની કાંતિ છે. જેનું દર્શન પણ અતિ અલભ્ય છે એવા ગજેંદ્રના વલ્લભ, જ્ઞાન સ્વરૂપ, નિત્ય નિરામય, અને સભાના સૂર્યરૂપ તથા જે વિદેહી તત્વવિદ પુરૂષોના જ્ઞેયધ્યેય છે એ ભગવાન ભકિતને વશ છે. તે ભગવાન જ્યાં કબીરનો વેશ લઇ ભંડારાની વ્યવસ્થા કરી રહ્યા હતા. એટલે કિંચિત પણ ભંડારામાં ખામી આવેજ શેની ? કદી નહીં. બાદશાહની પણ છુપી રીતે કામે લગાડેલી સઘળી યુકિતઓ આ વખતે રદ થઇ હતી. બાદશાહે અને કાશી રાજાએ પણ ભંડારો જોવાની ખાતર ભંડારાના મંડપથી પાંચસો કદમ છેટે એક

બેઠક બનાવી હતી. અને તેમાં તે બંન્ને નૃપતિઓ બેઠા બેઠા ભગવાનની આ અદભુત માયાવિ રચના ચકિત થઇ નિહાળ્યા કરતા હતા. પંગતના મંડપ માંહે જડેલો એકેક હીરો એટલો બધો અમુલ્ય હતો કે સિકંદર લોદીની દીલ્લી-ની બાદશાહી જેવી સેંકડો બાદશાહી તેની કીમત પેટે આ-પવામાં આવે તોપણુ થોડી પડે. આજના અદભુત બનાવથી બંને નૃપતિઓનો ગર્વ હવે છેકજ ઉતરી ગયો હતો. આ સર્વ કબીરનો વેશ લેઈ ભગવાને કર્યું છે એમ તેઓને ખ-બર ન હતી, પણુ તેઓ એમ જાણુતા હતા કે કબીરદાસે આવી મત્સ્યેંદ્ર અને ગોરખની યોગસિદ્ધિની સ્હાયવડે આ બધું કર્યું છે. પેલી દશ લાખ માણુસોની પંગત મંડપમાં હવે બેસી ગઈ હતી. અને કબીર પાછળ પ્રકરણુમાં વર્ણુન કરવામાં આવ્યા તે ચારે સંપ્રદાયના ચારે દરશનના ભેખો અને બીજા ઉર્ધ્વ આમ્નાય અને અધો આમ્યાનાય એ બે મઠના સંપ્રદાયના ભેખો મળી એકંદર છ એ દરશનના ભે-ખો પોતપોતાના રંગોળી પુરેલા આસનો ઉપર બેસી ગયા અને ભંડાર ઉઘાડવામાં આવ્યો પાંચમા મઠ ઉર્ધ્વ આમ્નાયને મેરૂ મઠ કહે છે અને છઠ્ઠા મઠ પરમા-ત્મા મઠ કહે છે આ બે મઠની હકીકત ટુંકામાં આપને ની વેદન કરી પછી આગળ ચાલીયે. મેરૂ મઠનો સંપ્રદાય દેહ ધારી કહેવાય છે; તે મઠ માંહેલા ભેખો જ્ઞાન પદવાળા હોય છે. તેમાં કૈલાસ નામનું ક્ષેત્ર આવેલું છે, તે મઠના દેવતા નિરંજન છે. ત્યાં મહામાયા દેવીનું ધામ છે તે મઠના આ-ચાર્ય શ્રી પરમાત્મા છે, અને તેમાં માન સરોવર નામનું તીર્થ આવેલું છે. અધો આમ્નાય એ પરમાત્મા નામનો છ-ઠ્ઠો મઠ છે. તેના સંપ્રદાયનું નામ પરમ સંતોષ છે અને તે મઠના ભેખોનું પદયોગી કહેવાય છે તેમાં માન સરોવર ના-

મનું ક્ષેત્ર અને દેવતા પરમહંસ બીરાજે છે તે મઠમાં મન છ.દેવીનું તિર્થ આવેલું છે અને, ચૈતન્યનાથ તે મ. ઠના આચાર્ય શ્રી કહેવાય છે આ બે મઠોના સંપ્રદાય દાયવાળા દેવિ અને સિદ્ધ પુરૂષો હોય છે અને બંન્ને ઉર્ધ્વ-ગતિવાળા યોગીઓ કહેવાય છે તેમની યોગ સિદ્ધિનું બળ એટલું બધું હોય છે કે આ જગતમાં દુર્લભ કાર્યો કરવાને તેઓ પુર્ણ સમર્થ હોય છે. તેઓજ પ્રકૃત જંગલમાં મંગલ કરનારા સિદ્ધ મંડળના મહાત્મા પુરૂષો કહેવાય છે અને આખા વિશ્વનું હીત સાધનાર પણ આજ તત્વવિદ પુરૂષો હોય છે. અને પરમાત્માથી અભિન્ન રહેનારા પણ આજ અદ્વૈત પુરૂષો કહેવાય છે. એ પ્રમાણે છ દરશનના દશ લાખ ભેખોની પહેલી પંગતને ગોરખના સિંદ્ધ મંડળે અને ઉપર બે મઠોના સિદ્ધમંડળે મળી જમણુ પીરસી દીધું કે સર્વે ભેખે તરતજ કબીરની જય તથા શ્રીમદ રામચંદ્ર ભગવાનની જય બોલાવી પ્રસાદ લેવાનું કામ શરૂ કરી દીધું. ઉપર કેહે. વામાં આવ્યા તે કબીર વીગેરે છએ જણા છ દરશનના ભે. ખોને આગ્રહ કરી કરી પુનઃ પુનઃ પીરસાવી જમાડતા હતા. દશ લાખ માણુસોની પંગત જમી રેહેવા આવી એટલે આ-નંદની સાથે કબીરદાસને સંગિતમય શ્લોકોમાં આશિરવાદાત્મક વચનોથી ધન્યવાદ આપવા લાગી. અને આપણા કૃત્રિમ કબી. રદાસે પ્રત્યેકનું યથાવિધી અર્ચન પુજન કરવું શરૂ કીધું કમાલરૂપ ગોરખે હાથમાં દક્ષણા આદી દાન આપવાની વસ્તુઓના થાળ લીધો અને ધર્મદાસે હાથમાં પુષ્પની માલા. ઓનો ટોપલો ઝાલી ભગવાન કબીરની બંન્ને બાજુએ ચા. લવા માંડયું. પેલા પર્મ હંસરૂપ હનુમાન કોઠારોમાંથી પુષ્પો અને લક્ષ્મીથી ભરેલા થાળો તથા વસ્ત્રો આદી દાન કરવાની

વસ્તુઓ, ધર્મદાસ અને કમાલને ઉપરા છાપરી લાવી લાવીને આપવામાં સત્વર જોડાઇ ગયા. અને ભગવાને પણ ઝડપથી એક તરફ કમાલ રૂપનારદને અને બીજી તરફ ધર્મદાસને રાખી પ્રથમ ગોરખ અને મત્સ્યેંદ્રરૂપ મહેશ ભગવાનની સેવા કરી પછી હારબંધ પ્રત્યેકની પ્રેમથી વિનય પુર્વક, પુજન અર્ચન, દાન, દક્ષીણા સહીત જમીને ઉઠયા પેહેલા સેવા કરી. લીધી અને દરેકના કંઠમાં સુવાસિત પુષ્પની માલાઓ પ્હેરાવી સર્વને પગે લાગ્યા. મત્સ્યેંદ્રનાથરૂપે સિંહાસનની મધ્યસ્થ બિરાજેલા આપણા સાક્ષાત પાર્વતીપતિ સર્વના અંતરયામી સર્વના સારરૂપ, ભયને હરવાવાળા, ગજચર્મને ઓઢનારા, મુંડની માલાગલામાં ધારણ કરવાવાળા, ભસ્મની શૈયા ઉપર શયન કરનારા, વિકરાલ સર્પોનું આભુષણ પ્હેરનારા, નંદીનું વાહન કરનારા, જંત્ર તંત્ર અને મંત્રના પ્રકાશ કરનારા, વિશુદ્ધ પ્રેમના તત્વરૂપ અને યોગિ પુરૂષોનો ઉધ્ધાર કરનારા ચંદ્ર મૌલિ શ્રી શંકર ભગવાનની સમીપ પછી ભગવાન કબીર વેશે જઇને ઉભા રહ્યા એટલે મત્સ્યેંદ્રે ભગવાનને આશીર્વાદ આપ્યો. એ રીતે પ્રથમ પંગત ઉઠી એટલે બીજી બેઠી, બીજી પછી ત્રીજી અને ત્રીજી પછી ચોથી એમ કરતે કરતે મધ્યરાત્રિ સુધીમાં જમાડી તૃપ્ત કરીને દાન દક્ષણા સહીત ભગવાનરૂપ કબીરે આનંદથી સર્વને વિદાય કરી દીધા અને ચાર પોહોર રાત્રિ વીતી અને કોઇ પણ રહી ગએલું જણાયું નહીં એટલે ભંડારો સમાપ્ત કરી દીધો. થોડીવાર પછી મત્સ્યેંદ્રરૂપે આવેલા શંકર ભગવાન અને ગજાનંન સહીત સઘળા ગણો આપણા કૃત્રિમ કબીરની આજ્ઞા લેઈ પોતાને સ્થળે ચાલ્યા ગયા.

આ પ્રમાણે મત્સ્યેંદ્ર ગણવૃંદ સહીત ગયા પછી કબીરરૂપ ભગવાને હીરા પન્ના માણેક મોતી વીગેરે વધેલી લક્ષ્મી

ધર્મદાસને આપી દીધી અને કબીર પંથના આશ્રમે બંધાવ- વામાં તથા તે આશ્રમોને નીભાવવામાં તે લક્ષ્મીનો વ્યય ક- રવાને ભગવાને ધર્મદાસે સુચવ્યું. ધર્મદાસે પોતાના સદગુરૂનું વચન માંથે ચડાવી તે વધેલી લક્ષ્મીનો અંગીકાર કર્યો અને બીજા દીવસથી તેનો વ્યય ભગવાન કબીરની સુચનાં પ્રમાણે પરમાર્થના કામોમાં ધર્મદાસ કરવા લાગ્યા. બંડારા અર્થે સી ધા સામાનમાં ધર્મદાસે ઘણું ખરચ્યું હતું તેથી દશ ગણું ભગવાને ધર્મદાસને મજરે આપ્યું હતું જેથી તે સંબંધી ધ ર્મદાસને જરા પણ ચીંતા ન હતી. પ્રત્યેક માણસને અનગળ લક્ષ્મી આપી ભગવાને ન્યાલ કરી માનભેર તેના આશ્રમે વળાવ્યું. આ બધી વ્યવસ્થા કરતે કરતે પ્રાતકાળ થઈ ગયો અને સુર્ય નારાયણ ઉગવાની તૈયારી થઇ, બાદશાહ તથા કા શીરાજા આગલી સાંજે ભંડારો જોવા પોતાની બેઠકે બેઠા હતા તે મોડી રાત સુધી પંગતોનો પાર નહીં આવવાથી અ કળાયા. અને મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો કે ભંડારો જોવાનું કાર્ય પડતું મુકી પોત પોતાના સ્થાનિક જતા રહ્યા હતા. તેઓ રહવારે પેહેલો પોહોર વિતતાં પાછા કબીર આ શ્રમે આવ્યા, અને કબીર ગાદી ઉપર બીરાજેલા આપણા ક ત્રિમ કબીરને સવિનય સાષ્ટાંગ કરી પગે લાગી પાસે બેઠા એટલે બાદશાહ બોલ્યો કે "કબીરદાસ આપકી ખુદાઈ સ- ચ્ચી હૈ. આપ ખુદાકે સચ્ચે દોસ્ત હો ઐસી અબ હમકો ખાતર જમા હો ગઈ. અબ આપકો કભી ન સતાયંગે. અ બ હમ. આપકે પૈરોમેં લોટ જાયંગે, ઔર આપકી આસીસ પાયંગે લેકીન કસોટી કરકે જો હમને આપકો સતાયે હૈં ઈ સકી માફી ચાહીયે. ભગવાને કહ્યું. નૃપતિ શુદ્ધ કુંદનકી પ- રિક્ષા કસોટી કરનેસેં હોતી હૈ. વાસ્તે તુમ્હારા કોઇ ગુન્હા નહિં હૈં. હમારે જો રામજીને જો કુછ કીયા હૈ વો શુભ

કિયા હૈ. ચિંતા ન કરો. આનંદસે સત સાહેબકા સુમરન કરો.” આ પ્રમાણે બન્ને નૃપતિઓએ કસોટી કરી સતાવ્યા બદલ કબીરદાસની ક્ષમા માગી. અને કબીર રૂપે બનેલા આપણા ભગવાન રામચંદ્રજીએ પણ તેમને વિવેકથી ઉત્તર આપી આશ્વાસન આપ્યું એટલે બંન્ને નૃપતિઓ શાંત થઇ વિદાય થયા. અને રામાનંદ સ્વામિના આશ્રમે કથા શ્રવણ કરવાને મિશે કબીર રૂપે ભગવાન તથા કમાલ રૂપે નારદ બંન્ને નગર બહાર નીકળી તક સાધી અંતરીક્ષ માર્ગે વૈકુંઠમાં સિધાવી ગયા આપણા પરમ હંસ રૂપ પવન સુત હનુમાનજી તો ભગવાને લક્ષ્મીની વ્યવસ્થા કરી દીધી, એટલે તરતજ લક્ષ્મીરૂપ સિતાજીને લેઇ કયારનાએ વિદાય થઇ ગયા હતા. એટલે નારદ અને ભગવાન સિવાય પાછળથી કોઇ જનાર રહયું ન હતું. આ પ્રમાણે ભગવાન અને નારદ પણ પાછળથી પધારી ગયા.

કબીર આશ્રમમાં પાછા આપણા ધર્મદાસ હતા તેમ એકલા પડયા ધર્મદાસને એમ ખબર નોહેતી કે તે કબીરનો હોતા પણ ભગવાન હતા જેથી ચાલ્યા ગયા. તેતો એમજ જાણતા હતા કે સદગુરૂ રામાનંદ સ્વામિને ત્યાં કથા શ્રવણ કરી સદગુરૂ કબીરદાસ પધારશે. પણ કબીરદાસ કથા શ્રવણ કરવા ગયા વના શેના પધારે નહીંજ. સાંજ સુધી કબીરદાસ આશ્રમે આવ્યા નહતા. એક દીવસ વિત્યો બે દીવસ વીત્યા ત્રણ દિવસ વિત્યા તોપણ તે કબીરદાસ પાછા શેના આવે ? આથી ધર્મદાસ ચિંતામાં પડી વીચારવા લાગ્યા કે ગુરૂદેવ કબીરદાસજી ભંડારા સમાપ્ત કરકે કયા પીછે જોનપુર કમાલજીકો લે કે ચલે ગયે કે કયા હુવા ” આખા કાશીનગરમાં પણ એજ વાત ચાલી કે કબીરદાસ ભંડારો કરીને પાછા કમાલને લેઇ જોનપુર ચાલ્યા ગયા કે શું ? છેવટે

ધર્મદાસે અને તેના કુટુંબે પણ એજ નકી કર્યું કે ગુરૂદેવ આવીને પાછા જોનપુર પધારી ગયા. માટે ઇચ્છા થયે પધારશે. એમ ધારી નિશ્ચિંતપણે આનંદપુર્વક કબીરઆશ્રમની સેવામાં પાછા આપણા ધર્મદાસ કાલ વ્યતિત કરવાં લાગ્યા અને પોતાના સદગુરૂ કબીરદાસનું ધ્યાન ધરવા હવે લાગ્યા પ્રિય વાંચનાર જોનપુરમાં જોનપુરનો રાજા વિરસંહ વાઘેલો જે આપણા કબીરદાસનો પરમ પ્રિય શિષ્ય હતો તેણે પોતાના સદગુરૂ કબીરદાસની પધરામણીનો ઓત્સવ કર્યા પછી બીજું એક અઠવાડિયું આપણા કબીરદાસને આગ્રહ કરીને રાખ્યા હતા. કારણ કે કબીરને મોઢેથી જ્ઞાન ચર્ચા સાંભળવાની તે રાજાને અંતરમાં ઘણા લાંબા વખતથી જીજ્ઞાસા હતી કે જે જીજ્ઞાસા તૃપ્ત કરવાને માટે રાજા આ વખતે ભાગ્યશાળી થયો હતો કબીરદાસે આઠે દીવસ તે વાઘેલા રાજાને ત્યાં રહીને તેને યથાસ્થિત ઉપદેશ દીધો હતો અને નવમે દીવસે સર્વ શિષ્ય મંડળ સહીત કબીર કાશીએ આવ્યા હતા. કાશીમાં આવ્યા એટલે ધર્મદાસે કબીર આવી બધું કરી ગયાની બધી હકીકત કહી એટલે કબીરદાસ મનમાં સમજ્યા કે ભગવાન આવી લાજ રાખી ગયા માટે સર્વ ઉપાધી છોડી હવે એક ચિતે રામજીનું રટણ કરવા આશ્રમમાં પોતાની સમાધિ કરવાની સંયમ કુટિમાં બેસી ગયા. કબીરદાસે હવે બોલવું બંદ કરી ભંડારાની હકીકત પછીથી સંતોષ પુર્વક મૌન્ય ધારણ કર્યું અને સર્વ ઉપાધી કમાલ અને ધર્મદાસને માથે નાંખી પોતે નિસંગ અવસ્થા અને એકાંતવાસ સેવવા લાગ્યા સિકંદર બાદશાહ તો પેલા કૃત્રીમ કબીરની ક્ષમા માગી દીલ્લી તરફ તે દીવસથી વીદાય થઈ ગયો હતો અને કાશી રાજા કેવલ કબીરદાસને હવે વશ વર્તતો હોવાથી અને કબીરદાસના આવા ચમત્કારોથી

આખું નગર કબીરદાસની આખેજ જોતું હતું કબીરદાસની ઉમર આ વખતે આશરે સાઠેક વર્ષ ઉપરની થવા આવી હતી. અને રામાનંદ સ્વામિ તો છેકજ વૃદ્ધ થઇ ગયા હતા. દરેકને ગુરૂ પંજો આપી એક મહંતના હાથ નીચે ધર્મદાસે સ્થળે સ્થળે કબીર મંદીર સ્થાપ્યું અને પોતાના સદગુરૂની ગાદીનું સ્થાપન કરી આશ્રમનો નિભાવ થાય તેટલી તે મહંતને લક્ષ્મી આપી. આખા હિંદુસ્થાનમાં આ વખતે કબીરપંથ ફેલાવા લાગ્યો હતો. ઠેર ઠેર કબીર દ્વારાઓ બંધાવવામાં આવ્યા હતા કે જેમાં અનેક કબીરપંથી સાધુઓનો નીર્વાહ થતો હતો તથા કબીરપંથમાં રીવાજ છે તે પ્રમાણે સતનામ જ્યોતિ સ્વરૂપ કબીર સાહેબની આરતી પણ થતી હતી. આમ કરતાં કરતાં કબીરદાસની ઉમરના શત વર્ષ પુરા થયાં એટલે કબીરદાસે કાશીનગર છોડી ધર્મદાસ શેઠના વતનમાં એટલે બાંધવગઢમાં કેટલોક સમય જઇ રહ્યા અને ત્યાં પણ એક મોટું કબીર-પંથી મંદીર બનાવી ધર્મદાસશેઠે કબીરદાસની ગાદીનું સ્થા-પન કર્યું. કાશીનો આશ્રમ કમાલ તથા દાદુ એબંને શીષ્યોને સોંપવામાં આવ્યો હતો જેથી તે બંન્ને શીષ્યોએ કબીરદાસ ની ગેરહાજરીમાં પંથ ચલાવી કીર્ત્તિ સંપાદન કરી હતી. હવે રામાનંદ સ્વામિ સ્વધામ પોહોચ્યા હતા અને બાંધવ-ગઢમાં આપણા કબીરદાસની સમીપ રહી સેવા કરનારા ધર્મ-ના અવતારરૂપ જ્ઞાનમણી પુજ્ય વૃદ્ધ ધર્મદાસનું શરીર પણ છુટી ગયું હતું સિકંદર લોદી છેલ્લી ભંડારાની કસોટી કરીને દીલ્લી ગયો ત્યાર પછી બીજે વરસે તે પણ કબરમાં સિ-ધાવ્યો હતો અને કાશીરાજા આ વખતે સંગ્રહણીના દરદથી આશરે એક માસ થયાં મર્ણ શૈયા પર પડયો હતો તે પણ પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો. સર્વ જુનુ માણસ મરી પરવાર્યું હતું. ફક્ત કબીર કમાલ અને ધર્મદાસના પુત્રો તથા

કબીરદાસનું યુવાન શિષ્ય મંડળ હવે સ્થિતિ કરી રહ્યું હતું. થોડા વરસ બાંધવગઢમાં રહ્યા પછી કોઇને પણ જોડે લીધા વગર એકલા પાછળથી વર્ણવવામાં આવ્યા તે એ મડધામની યાત્રા કે જે યાત્રા, એવી ગહન છે કે તે ઉપર વર્ણવ્યા તેવા સિદ્ધમંડળના પુરૂષો સીવાય બીજાથી થઇ શકતી નથી, તે યાત્રા કરવા સારૂ આપણા સિદ્ધ પુરૂષ કબીરદાસ ચાલ્યા ગયા હતા.

---

## પ્રકરણ ૧૩ મું.

### યાત્રાની પુર્ણાહુતિ. કબીરપંથ, કબીરની સાંખ્યાવસ્થા અને ગ્રંથની સમાપ્તિ—

દોહા.—

જે જેનું ચિંતન કરે તે તે મય થઇ જાય.
પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કિટભ્રમરવત ન્યાય.
( છો જી )

પ્રિય વાંચનાર આ વિશ્વના પ્રાણી માત્ર પરમાનંદની પ્રમી અને દુ:ખની નિવૃતિની ઇચ્છા રાખે છે. પણ તે ઇચ્છા સમર્થ સદગુરૂ અને સતશાસ્ત્રો દ્વારા આત્મજ્ઞાન થયા વીના કોઈ ઉપાયથી પરીપુર્ણ થઈ શકતી નથી. આત્મ જ્ઞાનનો અધિકાર મનુષ્ય દેહનેજ પ્રાપ્ત છે અન્ય જીવોને પ્રાપ્ત નથી. યદ્યપિ દુખની નિવૃતિ અને મોક્ષની ઇચ્છા ઉભય પ્રકારના પ્રાણીઓને હોય છે. જેથી તે ઉભયને મુમુક્ષત્વ સંભવે છે. પણ મનુષ્ય સીવાય અન્ય જીવોની આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતા હોતી નથી. જેથી તેઓ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકવાને સમર્થ હોઇ શકતા નથી જેથી આત્મજ્ઞાન મનુષ્ય પ્રાણીને સંપાદનીય છે. બીજાને નથી. તે આત્મજ્ઞાન એ પ્રકા-

રનુ સદગુરૂ અને સતશાસ્ત્રોથી કહેવામાં આવે છે, એક અ પરોક્ષ અને બીજું પરોક્ષ વેદાંતના અવાંતર વાકયોના શ્રવણ અને મનનથી પરોક્ષજ્ઞાન થાય છે. અને મહા વાકયોના શ્રવણુ મનનથી અપરોક્ષ જ્ઞાન થાય છે. આપણા કબીરદાસે આ ઉભય પ્રકારનું જ્ઞાન સંપાદન કરી જીવન મુકત પણું પ્રાપ્ત કર્યું હતું. આવા વિદેહી બની ગયેલા કબીરદાસ મેરૂપર્વતમાં આવેલા મેરૂમઠ અને પરમાત્મા મઠના ધામોની યાત્રા કરી વીશ વરસે પાછા પછી કાશીપુરીમાં આવ્યા હતા. આ વખતે કાશીરાજા શીલનીધીનો પુત્ર કાશીની ગાદીપર રાજ્ય કરતો હતો. તે વખતે કબીર સાહેબની ઉમર આશરે સવાસો વરસની થવા આવી હતી. અને તેમની આંખોની પાંપણો પણ ધોળી થઇ ગઈ હતી. અને હવે તો જેને તેને કબીરદાસ, ઉત્તમ સાખીમાંજ ઉપદેશ દેતા હતા. તે વખતની કેટલીક સાખી મારા પ્રિય વાંચક વર્ગને નમુના તરીકે દેખાડવાની ખાતર હીંદી ભાષામાં તેમની પોતાની રચેલી જેટલી હું જાણું છું તેટલી આ સ્થળ મુકુ છું; અને તે ઉપરથીજ સ્પષ્ટ રીતે જણાશે કે આપણા કબીર સાહેબ એક સિદ્ધ અને અદ્વૈત પુરૂષ હતા.

## સાખી.

માયા માર મન મારીયા, રાખા અમર શરીર
આશા તૃષ્ણા મારકે, થીર વ્હેગયે કબીર— ૧
મોટી માયા સબ તજે, ઝીની તજી ન જાય
પીર પૈગંબર ઓલીયા, ઝીની સબકો ખાય— ૨
કબીર માયા જાલ હૈ, સુનો શબ્દનીજ મોર
સખીયો કે ઘર સંતજન, સુમો કે ઘર ચોર— ૩
કબીર જો ધન સંચીએ. જો કામકો હોય
સુંડ ચઢાઇ ગાંઠરી, લે જાત ન દેખ્યા કોય— ૪

પાંચ તત્વકા પુતલા, માનુષ ધરીયા નામ
એક ઘડી કે બીછુરતે, બિકલ ભયા સબ ઠામ- ૫
રંગહીતે રંગ ઉપજે, સબરંગ દેખે એક,
કૌન રંગ હૈ જીવકા, તાકર કરહું બિબેક,- ૬
જાગ્રત રૂપી જીવ હૈ, શબ્દ સોહાગી શેખ
જરત બુન્દ જલકુક હૈ, કહે કબીર કોઇ દેખ- ૭
પંચતત્વ કે ભીતરે, ગુપ્ત વસ્તુ અસ્થાન
બિરલ મર્મ કોઇ પાઇ હૈ, ગુરૂકે શબ્દ પ્રમાન- ૮
કબીર ભર્મન ભાગીયા, બહુ બિધી ધરીયા ભેખ
સાંઇકે પરિચય બીના, અંતર રહી ગયા રેખ- ૯
ચલતે ચલતે પગુ થકા, નગર રહ્યા નવ કોસ,
બિચહીમે ડેરા પર્યા, કહો કૌનકા દોસ- ૧૦
સચ્ચા સૌદા કીજીએ, અપને મનમેં જાન,
સાંચે હિરા પાઇયે, ઝુઠે સે મુલ હાન- ૧૧
આગે સીઢી સાંકડી, પાછે ચકના ચુર
પરદા પીછલી સુંદરિ, રહી ધક્ક દે દુર- ૧૨
કાલ ખડા સીર ઉંપરે, જાગ બિરાને મીત
જાકો ઘર હૈ ગેલ મૈ, કયા સોવે નિશ્ચીત- ૧૩
કાયા કાઠી કાલ ઘન, યતન યતન સો ખાય
કાયા મધ્યે કાલ વશ, મર્મ ન કો ઉપાય- ૧૪
મન માયાકી કોઠરી, તન સંશયકા કોટ
વિષ હર મંત્ર ન માનહી, કાલ સર્પકી ચોટ- ૧૫
મન માયા તો એક હૈ, માયા મનહી સમાય,
તિન લોક સંશય પરી, કાહી કહો લીલાય- ૧૬
માનુષ હોકે ના મુવા, મુવાસો ઢાંખર ઢોર
એકો ઠોર નહી લગ્યો, ભયાસો હાથી ઘોર- ૧૭
માનુષ બડાવો પાપીયા, અક્ષર ગુરૂ ન માની;

બાર બાર બન કુકડી, ગર્ભ ધરે ચોખાની—૧૮
માનુષ જન્મહી પાયકે, ચુકે અબકી ઘાત
જાય પરે ભવ ચક્રમૈ, સહે ઘનેરી લાત—૧૯
જ્ઞાન રતનકો યતન કર, માટીકા શ્રૃંગાર;
આયા કબિરા ફિર ગયા, જૂઠા હૈ હંકાર—૨૦
એક કહું તો હૈ નહીં, દોય કહું તો ગારી
હૈ જૈસા તૈસા રહે, કહત કબીર બીચારી—૨૧
એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનંત બિચાર
થકીયા પંડીત મુનીજનો, બેદન પાવે પાર—૨૨
ચક્કી ચલતી દેખકે, દીયા કબીરા રોય;
દોપટ ભીતર આપકે, સાબુત રહ્યા ન કોય— ૨૩
બલિહારી વો દુધકી, જામેં નીકસે ઘીવ;
આધી સાખી કબીરકી, ચારી બેદકા જીવ— ૨૪
બલિહારી વા પુરૂપકી, પરચીત પરખનહાર;
સાંઇ દીનો ખાંડકો, ખારી બુઝત ગંવાર— ૨૫
પક્ષા પક્ષી કારણે. સબ જગ રહા ભુલાન;
નિષ્પક્ષી હોઇ જો ભજે, તેહી સંત સુજાન— ૨૬
માયા ત્યાગે ક્યા ભયા, યહમન તજ્યા ન જાય;
જેહી મને મુનીવર ઠગે, મનહી સબકો ખાય— ૨૭
બડેકો ગયો બડાપનો, રોમ રોમ હંકાર;
સદગુરૂકે પરીચય બીના, ચારો બને ચમાર— ૨૮
માયા જગ સાંપનિ ભઇ, વિષ લે બૈઠી બાટ;
સબ જગ ફંદે ફાંસીયા, ગયા કબીરા કાટ— ૨૯
કનક કામીની દેખીકે, તું મતિ ભૂલ સુરંગ;
બિછુરત મિલઠી રામજ્યું, કંચુકિ તજૈ ભુજંગ— ૩૦
મુરખકો સમજાવતે, જ્ઞાન ગાંઠકો જાય;
કોયલા હોય ન ઉજરો, નૌ મન સાબુ નખાય— ૩૧

સમુઝી બુઝી જડ હો રહે, બલ તજી નિર્બલ હોય;
કહે કબીર તા સંતકો, પલા ન પકરે કોય— ૩૨
હીરા પડા બજારમેં, રહા છાર લપટાય;
બહુતક મુરખ ચલિ ગયે, પારિખ લિયા ઉઠાય— ૩૩
ઉપરકી દોઉ ગઇ, હીયકી ગઈ હરાય;
કહત કબીર ચારોં ગઈ, તાસોં કહા બસાય— ૩૪
મે રોઉં સબ જગતકો, મોકો રોવે ન કોય;
મોંકો રોવે સોહીજન, શબ્દ બિબેકી હોય— ૩૫
હદ ચલે સો માનવી, બેહદ ચલે સો સાધ.
હદ બેહદ દોનું તજે, તાકા મતા અગાધ— ૩૬
નવ મન દુધ સબેં ફટગો, ટિપકા કીયા બિનાસ;
દુધ ફાટી કાંજી હુવા, ભયા ધીઉકા છાશ— ૩૭
કર બાહુબલ આપના, છોડ બિરાની આસ,
તેરે આંગન નદી બહે, સો કયોં મરે પિઆસ— ૩૮
કાજર કેરી કોઠરી, પૈઠા સબ સંસાર
બલિહારીવો પુરૂપકો, પૈઠકે નિકસે બહાર— ૩૯
મન સ્વારથકે કારણે, બિષય લહરી ફરકાય,
મનકે ચલતે તન ચલત, તાતે સર્વસ્વ જાય— ૪૦
તન નૌકા મન કાગ હૈ. લખ યૌજન ઉડ જાય
કબહી દરીયા પાર અરૂ કબહી ગગન સમાય— ૪૧
જ્ઞાન રતનકી કોઠરી, ચુંપ કરી દીનો તાલ
પારિખ આગે ખોલીયે, કુંચી બચન રસાલ— ૪૨
દશ દ્વારેકા પિંજરા, તામેં પક્ષી પૌન,
રહનેકો આશ્ચર્ય હૈ, જાય તો અચરજ કોન— ૪૩
શબ્દ ગુરૂકા આદી હૈ, ઈનતે બલિન કોય
આગે પીછે જો કરે, સો બલહિના હોય— ૪૪
જબ લગ ઢોલક બોલતા, તબ લગ ધન વ્યહવાર

ઢોલક ફટા ધન ગયા, કોઇ ન ઝાંખે દ્વાર— ૪૫
સુરનર મુનિઅરૂ દેવતા, સાત દ્વીપ નવ ખંડ
કહ કબીર સબ ભોગીહે, દેહ ધરેકો દંડ— ૪૬
ગુરૂ બિચારા કયા કરે, શિષ્ય વહીમેં હે ચુક
શબ્દ બાણુ વેધે નહીં, બાંસ બજાવે ફુંક— ૪૭
બોલતહી પ્હેચાનીયે, ચોર શાહુ કે ધાટ
અંતરકી કરણી સબે, નિકસે મુખકી બાટ— ૪૮
સાંચ બરાબર તપ નહીં, જુઠ બરોબર પાપ
જાકે ભીતર સાંચ હૈ, તાકે ભીતર આપ— ૪૯
યહમન શીતલ હોત હૈ, જબ ઉપજત બ્રહ્મજ્ઞાન
સદગુરૂ દેવ કૃપાહીતે, આપહી સ્વરૂપ પ્રમાન— ૫૦

આ પ્રમાણે કબીરદાસને ૫૬ દર્શનના દરેક ધામોની યાત્રા કરી કાશીમાં પધાર્યે થોડા દીવસ થયા એટલે શિષ્યો ના અતિ આગ્રહને લીધે યાત્રાની પુર્ણા હુતિનો યજ્ઞ કરવા· નો આરંભ કર્યો. અને પોતાના આશ્રમના મધ્યમાં આવેલા વિશાળ ચોકમાં વેદી કરાવી કાશીના તમામ દ્વીજવરો અને વિદ્વાન પંડીતોને આમંત્રણ કરી દીધું. ભગવાન રામચંદ્રજી ભંડારામાં વપરાતાં વધેલી લક્ષમીથી કબીર આશ્રમ ભરતા ગયા હતા એટલે આ વખતે કબીરને નાણાંનો જરા પણ તોટો પડે તેમ ન હતું. સંકેત કરેલે સમયે સધળા દ્વીજવરો એકઠા થયા અને બ્રામણુની પેઠે યથા વીધી કબીરદાસને યજ્ઞ કરાવ્યો. કબીરદાસે યથા શકતી દાન ભોજનાદી આપ્યું. અને સર્વને સન્માનથી સતોષ પુર્વક વળાવ્યા–યાત્રાની પુર્ણા હુતિનો યજ્ઞ સમાપ્ત કરી થોડાક દીવસ વીત્યા એ· ટલે કબીરદાસને એકાદ વરસ બાહેર ગામ જ્યાં જ્યાં પોતાના આશ્રમો ધર્મદાસે સ્થાપ્યા હતા ત્યાં ત્યાં જઈ આવવાને ઇચ્છા થઈ જેથી દરેક કબીર પંથી

મઠની મુલાકાત લેવા નીકળી પડયા. દરેક ઠેકાણે જ્યાં જ્યાં કબીર પંથનું મંદીર તથા ગાદી હતી ત્યાં ત્યાં ફરી કબીરપંથનો મહીમા વધાર્યો અને કચ્છ કઠીયાવાડ, ગુજરાત વીગેરે સ્થળે નિર્વાણ પદનો સદુપદેશ દેતા દેતા ઠેઠ દક્ષીણ સુધી જઇ પોહોચ્યા હતા. ભરૂચ આગળ એક વડ તળે તેમણે પંદર દીવસ મુકામ કરી, ભરૂચ અને તેની પાસે આવેલા ગામોના લોકોને ઉપદેશ આપી, તેમાંના ઘણાઓને કબીરપંથી બનાવ્યા હતા. કબીરદાસ સિધાવ્યા. બધે વડનું નામ કબીર વડ પાડયું અને તે સ્થળ ધામરૂપે મનાવા લાગ્યું. એમ છેલ્લી બે વરસની મુસાફરી કરી કબીરદાસે આખા હિંદુસ્તાનમાં થઇને પાંચ હજાર ઉપરાંત મનુષ્યોને રામ નામનો ઉપદેશ આપી તુલસીની કંઠી બાંધી દીધી હતી. કબીર પંથમાં સાડાબાર કબીર થએલા જે કહેવાય છે તેઓએ ગમે તો વિધ વિધ પ્રકારની પોતાના મતને અનુસરીને સંસ્થાઓ બાંધી હશે પણ આપણા મુળ સિદ્ધ પુરૂષ આ કબીરદાસની તો સંસ્થા તે વખતે કેવલ સત્ય વસ્તુનું જ શોધન કરનારી હતી; એમ ઘણા ખરા ગ્રંથો અને વિદ્વાન દ્વારા ખાત્રી થયા વીના રહેતી નથી. તેવખતે વ્યહવાર અને પરમાર્થના બંન્ને સુખોને સિદ્ધ કરનાર આ પંથ હતો આ પ્રમાણે બે વર્ષ પર્યંત કબીરદાસ બધે ફર્યા અને ત્રીજે વરસે એટલે પોતાની એકસો ઓગણત્રીસ વરસની ઉમરે, ફરીને પાછા કાશીપુરીમાં આવી પોહોચ્યા. કબીરદાસે પોતે પોતાના સદગુરૂ વડે ઉપદેશ કરાએલા માર્ગે સકાર માત્રામાં સર્વનો લય કરી, અંકારને-ઉકારમાં, ઉકારનો-મકારમાં, મકારને-મહાનાદમાં મહાનાદને-મહા માયામાં, માયાને-જીવાત્મામાં તથા જીવાત્માને—ઇશ્વરમાં લય કરી પરીણામે સમ સર્વત્ર તત્વ સ્વરૂપાકાર થઇ સોહં શબ્દમાં અચળ સ્થિતિ કરવા નિશ્ચય કર્યો હતો અને તેથી

તેઓ હવે થોડા દીવસ પછી કાશીથી દુર આવેલા ગોરખપુર જીલ્લાના મગર નામના ગામે જઇ સ્વરૂપસ્થ થવા સારૂ તૈયારીઓ કરી રહ્યા હતા. તેમના હિંદુ અને મુસલમાન જે ઉભય પ્રકારના શિષ્યો હતા તેમણે ભેગા મળી કબીરદાસને, મગર નહીં જવા દેવા અત્યંત આગ્રહ સેવ્યો હતો; પણ કબીરદાસે નહીં માનતા પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો હતો. પોતાને મગર ગામે જઇ સ્વરૂપસ્થ થવાના થોડા દીવસ રહ્યા એટલે કબીરદાસે પોતાના સર્વ શિષ્ય મંડળને ખબર આપી કે " હમ મગર જાકે સ્વરૂપસ્થ હો જાયંગે વાસ્તે જીસકો મિલના હોવે વો ખુશીસે મિલ લેવે" આથી સર્વ નગર વાસીઓ વીગેરે સર્વ કોઈ આવી આપણા કબીરદાસની છેવટની મુલાકાત લેઇ ઉદાસ થઈ પાછા ફર્યા અને સવંત ૧૫૭૫ માઘ સુદી એકાદશી અને બુધવારને દીવસે પ્રાતઃકાળમાં પોતાની જન્મ ભુમી કાશી માતાને છેવટના સાષ્ટાંગ કરી મગર ગામે સિધાવ્યા હતા. કબીરજી વગર હવે કાશી સુની થઈ ગઈ હતી અને કબીરદાસના વિયોગને લીધે પુર વાસીયો બેચેન થઈ ગયા હતા જોનપુરના વીરસીંહ વાઘેલાને પોતાના સદગુરૂએ ખબર આપી હતી તે પ્રમાણે આગળથી મગર ગામે જઇ સૈન્ય સહીત ઉભો હતો. તેમ ઘણું શિષ્ય મંડળ પણ કબીરદાસ જોડે મગર ગયું હતું. મગર ગામ અમી નામની નદીને કીનારે આવેલું હતું. તે ગામે કબીરદાસ પોચ્યા કે તરતજ તે અમી નદીને કીનારે આવેલી એક પર્ણ કુટી ખાલી જોઇ તેમાં કબીરદાસ એ ધોળી ચાદર બગલમાં ઘાલી પેસી ગયા. અને સર્વ શિષ્યોને તે પર્ણ કુટીએ તાળું મારી દેવા આજ્ઞા કરી. હિંદુ શીષ્યો કહેવા લાગ્યા કે હમે આપનું શરીર પડી જશે તો દહન કીયા કરીશું ત્યારે મુસલમાન સેવકો કહેવા

લાગ્યા કે હે મુરશદ આપકી બડી કબર બનવાયગે. કબીરજી એ બંન્નેને ઉત્તર દીધો કે શસ્ત્ર અસ્ત્ર ચલાવ્યા વગર કે કોઈ પ્રકારે લડાઇ કર્યા વગર હું કરૂં તે પ્રમાણે તાળું વાસીદો સર્વે એકમત થઈ તે કોટડીને તાળું વાસી દીધું. એટલે ત રતજ જયજયકારની ધ્વનિ સાથે આપણા કબીરદાસ સ્વરૂપ સ્થ થઇ ગયા; અને સર્વએ તે પણ કુટીનું બારણું સત્વર ખોલી જોયું તો કમલના પુષ્પ અને પેલી બે ચાદર સીવાય કશું પણ દેખાયું નહીં; એટલે વાઘેલા વીરસીહે તેમાંથી એક ચાદર અને ફુલો લેઇ એક ત્યાં મંદીર બનાવી તેમાં એક ચોરો કર્યો અને તે ઉપર આપણા કબીરદાસની સમાધીની સ્થાપના કરીને તેનાપર તે ચાદર ઓઢાડી અને મુસલમાન શીષ્યોએ બીજી ચાદરને બાકી રહેલા ફુલો લેઇ એક સુંદર કબર બનાવી તેપર ઓઢાડી. કબીર ચોરો તથા કબીરદાસની કબર એકજ મંદીરમાં આ પ્રમાણે કરવામાં આવ્યાં. આ મગર ગામે સ્વરૂપસ્થ થએલા કબીરદાસના મંદીરમાં મકરના મહીનામાં હાલપણ મોટો મેળો ભરાય છે. મગર ગામમાં આવેલી ઉપર કહેવામાં આવી તે અમી નદી કબીરદાસના સ્પર્શ પછી સુકી હતી તેમ અથાગ જળથી ભરપુર બની ગઇ હતી. આ પ્રમાણે કબીરદાસની ઉત્પતિ સંવત ૧૪૫૫ માં થએલી અને સ્વધામ સ્થિતિ સંવત ૧૫૭૫ માં થએલી છે. એમ અનેક ગ્રંથોપરથી જણાઈ આવે છે. તેઓ એકસોને ત્રીસ વરસની ઉંમરે ઉપર કહેલા મગર ગામે સ્વરૂપસ્થ થયાનું ભકતમાલ અને કબીર પરીચરી ઉપરથી નીકળી આવે છે. સંવત ૧૫૨૧ની સાલથી કબીરજીએ પોતાના ગ્રંથો પ્રકટ કર્યા હતા. તેમના વખતમાં નાનકસાહેબે પણ પોતાનો પંથ પ્રસરાવ્યો હતો. નાનકસાહેબ કબીરદાસથી એકોતેર વરસે નાના હતા એમ કે ટલાક નાનક પંથી પુસ્તકો ઉપરથી નીકળી આવેછે. નાનકસાહેબ

૧૫૨૬માં જનમ્યા હતા અને ૧૫૯૬માં સ્વરૂપસ્થ થયા હતા. માત્ર તેમની સીતેરવરસની ઉમરની કારકીર્દીમાં તેઓ કબીરદાસને મળ્યા હતા. અને કબીર પંથના જેવાજ પુસ્તકો રચી કબીરના જેવા વૈશ્નવ તેઓ પણ થઈ ગયા હતા. માત્ર કબીર પંથી અહિંસા ધર્મ પાળે છે અને નાનક પંથીઓ પાળતા નથી એટલોજ ફેર છે બાકી સર્વાંશે તેઓનું કબીરપંથ સાથે મળતા પણું તાદ્રશ જણાઈ આવે છે.

પ્રિય વાંચનાર! આ ગ્રંથના અંતમાં કેટલીક હકીકત નીવેદન કરી પછી કલમના અગ્ર ભાગ ઉપર બીરાજેલી, ઓંકારરૂપ, પ્રેમરૂપ, શોભારૂપ, નાદરૂપ, બિંદુરૂપ, વાકયના સાર માત્રિકારૂપ, છંદના ભેદરૂપ, વેદરૂપ, વાણીરૂપ, જ્ઞાનરૂપ, મહા વિદ્યારૂપ, વિણાને વગાડનારી શબ્દરૂપ, બુદ્ધિનો વિકાસ કરનારી, હંસવાહની, રસના ઉપર નિત્ય નિવાસ કરનારી, બાળ કુંવારી છતાં વિદ્વાનોની માતા તથા સર્વદા સર્વે ઉપર સમ દૃષ્ટિ રાખનારી, માહેશ્વરી, અને પતિતને પાવન કરનારી અને સદગુરૂની શકિતરૂપ શ્રી સરસ્વતિ દેવીને પોતાનો વેગ બંધ કરવા સપ્રેમ વિનવીશ. આ ગ્રંથમાંહેલી હકીકતનો અંત લાવતાં પહેલા તે હકીકત ખરી છે કે ખોટી તેનો નિર્ણય કરવા માટે આશરે બે વરસ સુધી અતિ પરિશ્રમ સેવવામાં આવેલો છે. આશરે સાત વર્ષ સુધી જ્યારે મારૂં કચ્છમાં રેહેવું થયું હતું ત્યારે સને ૧૮૯૮ માં આ હકીકત મે કચ્છમાં આશરે નેવું વરસના વૃદ્ધ અને અનુભવી એક ગરીબદાસ: નામના મહંતને મોઢેથી વાર્તારૂપે સાંભળી હતી. પણ મારા રદયમાં તે હકીકત સાચી હશે એમ ખાતરી થઇ ન હતી. તેથી એજ વાર્ત્તા સાચી કે જુઠી તેનો નિર્ણય કરવાની મારી જીજ્ઞાસા વધી અને તેથી કરીને, કબીર વીજય, કબીર કસોટી, અનુરાગ સાગર,

કબીર બીજક, નિર્ભય જ્ઞાન ગ્રંથ. નાભાકૃત ભકત માલ, રઘુરાજ કૃત ભક્ત માલ, ચરિત્ર ચંદ્રિકા, વીગેરે એવા ઘણા પુસ્તકોનુ અવલોકન કરી જોયું તો સર્વમાં ઘણીખરી હકીકત મળતી આવી. એટલે મનને જરા વિશ્વાસ આવ્યો કે હકીકત ઘણીખરી સત્ય હોવી જોઇએ. ત્યાર પછી બીજી વેહેવારીક ઉપાધીમાં રોકાણુ થવાથી આ હકીકતની વધારે ખાત્રી કરવાનું કામ આગળ ઉપર મુલતવી રાખી અન્ય કર્ત્તવ્યમાં ચિત પરોવ્યું તે કર્ત્તવ્ય પુરૂં થયું એટલે તરતજ કચ્છ છોડવાનો સમય થયો જેથી કચ્છથી આવી અમદાવાદ સ્થિતિ કરી ને થોડા દીવસ થયા નહીં એટલામાં ઈષ્ટ ઇચ્છાથી વળી કબીરદાસના જીવનની હકકત સબંધી તિવ્રેચ્છા પ્રગટ થઈ અને તેથી તે હકીકત નિર્ણય કરવાને માટે ગુજરાતના અનેક સ્થળોએ જ્યાં જ્યાં ભાળ લાગી ત્યાં ત્યાં કબીરના જુના ગ્રંથો અને કબીરની પરિચર્યા કદાચ લખેલી કંઈથી મળી આવે તો તે પ્રાપ્ત કરવાને માટે, તજવીજ ચલાવી. એમ તજવીજ ચલાવતે આખરે કલ્પાંતે હરિ એ કહેવત અનુસાર ડાકોરમાંથી લખેલી એક કબીરદાસની ગુરૂ કૃપાએ પરિચર્યા સને ૧૯૦૪ ની સાલમાં પ્રાપ્ત થવાથી મારો શ્રમ સફળ થયો. તે પરિચર્યા ડાકોરના એક સાધુ પાસે બાળબોધી અક્ષરમાં હીંદી ભાષામાં હાથની લખેલી ઘણા જુના વખતની હતી જે સાધુ પાસે તે હતી તે સાધુ તેનું કબીર ગુટકા એવું નામ આપી પ્રેમથી નિરંતર તેનું પુજન કરતો હતો તે વૃદ્ધ સંત કહેતો કે "હમારા પ્રાન ચાહીયે તો લેલો પરંતુ યે કબીર ગુટકા હમ કભી કીસીકો નદેંગે હમારે ગએ પીછે ચ્હાયસો જાય." મે તે મહારાજનેઃ:પુછ્યું તેનું કારણ ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે " ઇસ ગુટકે મે એસી કરામાત હૈ કે યે જીસકે પાસ હોવે ઉસકો યશ ઔર લછમીકી ખામી કભીભી

ન રહતી હૈ ” આ સાંભળી મારૂં મન જીવપદને વશ થઈ તે ગુટકો લેવા સારૂ લલચાયું. મ્હોં માગ્યા પૈસા આપવા માંડ્યા તથા ઘણો શ્રમ કર્યો પણ તે સાધુ એકનો બે થયો નહી. જેથી હું નિરાશ થઇ ડાકોરથી પાછો ફર્યો. સને ૧૯૦૫ ના જેઠ સુદની પૂર્ણિમાને દીવસે ડાકોરમાં એ વૃદ્ધ વૈશ્નવ સંત ને ત્યાં મેં તે પરીચર્યાનું પુસ્તક જોયું ત્યારથી કોઇ પણ પ્રકારે તે પ્રાપ્ત કરવું એવો મારો સનિશ્ચય થયો હતો. સને ૧૯૦૫ ની સાલ પુરી થઇ અને ચોમાસું બેઠું ત્યાં સુધી મારી ઇચ્છાના વેગને અટકાવ્યો અને ભાવના જારી રાખી આષાઢી પુર્ણમાના દીવસે મારે મારા સદગુરૂના પુજન અર્થે વડોદરે જવાનું હતું તેથી વડોદરે જઇને આવતાં પાછું અંતર આત્મામાં તે પરિચર્યા ડાકોર જઇ પ્રાપ્ત કરવાનું સ્ફુરણ થયું તે સ્ફુરણ અંતઃકરણમાં સ્પષ્ટ પણે એમ જણાવા લાગ્યું કે હવે તે પરિચર્યા ઈષ્ટ કૃપાથી જરૂર મળશે. મારો તો સન્નીશ્ચય ૧૯૦૩ ની સાલથી થયો હતો અને તેની સાથે આ ઇષ્ટ ઇચ્છા રૂપ સ્ફુરણના વેગનો મેળાપ થયો જેથી વડોદરેથી ટીકીટ અમદાવાદની લીધેલી છતાં આનંદ ઉતરી પડી ડાકોર વાળી ગાડીમાં બેસી ડાકોર ગયો. ડાકોરમાં પ્રવેશ કરી પ્રથમ પરમાત્મા શ્રી રણછોડ રાય ના સપ્રેમથી દર્શન કરવાની મને ટેવ હોવાથી ઠાકોરનાથના દર્શન કરી પછી ગોમતી ઉપર આવેલા આ કબીર ગુટકા વાળા મહંતના આશ્રમે આવ્યો. આશ્રમમાં આવીને જોઉં છું તો ગઇ સાલ જે વૃદ્ધે ગુટકાને માટે સ્પષ્ટ ના કહી હતી તે વૃદ્ધ પુરૂષ પ્રભુ ઇચ્છાએ ગત થઈ ગયા હતા અને તેથી હવે તે આશ્રમમાં અત્યારે તેમના ચેલા જેવા દેખાતા એકાદ યુવાન સાધુને વિનયથી પ્રશ્ન કર્યો કે આશ્રમમાં પેલા વૃદ્ધ મહંત રહેતા હતા તે ક્યાં છે?

તેણે ઉત્તર વાળ્યો કે વોતો સમાધીસ્થ હો ગયે આજ છે મહીને હુવે. પધારો આપકો કયા કામ હૈ ? ” મે જવાબ દીધો “ એમ ત્યારે આપશું તેમના ચેલા છો અને આ આશ્રમને આપ સંભાળો છો ” તેણે ઉત્તર આપ્યો “ હાં ગુરૂને હમારે રામજીકો યે આશ્રમ દે દીયા હૈ સો હમ અબ ધુપ દીપ કરત હૈ ઔર આપ જૈસેકી ટહલ કરતે હૈ. ” મેં વિનયથી ફરી પુછયું “ મહારાજ આપ સંસ્કૃત આદી કોઈ ભાષા લખી વાંચી જાણો છો ” તેણે ઉત્તર આપ્યો “ નહીં:હો ફકત સહી કર જાનત હૈ પઢે હોતતો કોઇ બડે ઠારેકી ગાદીપે બૈઠ કે રોજ ભંડારા ન ઉડાતે ” આ સાંભળી મેં વિચાર કર્યો કે હવે કબીર ગુટકાનો ઉપયોગ કરનાર કોઇ આ આશ્રમમાં રહ્યું નથી અને તે ગુટકામાં આ નવા યુવાન સાધુને કંઈ મોહ હોય એમ પણ લાગતું નથી જેથી કદાચ તે ગુટકા માટે યાચના કરીશ તો લાંબા વખતથી રહેલી મારી જીજ્ઞાસા તૃપ્ત થશે. આ પ્રકારનો વિચાર મારા મનમાં ઉત્પન્ન થયો કે તેની સાથે અંતરમાં બીરાજી રહેલા અંતરાત્મા તરફથી પણ યાચના કરવાથી મળશે અને શુભ મનોરથ નિશ્ચે ફળશે એવો તિવ્રવેગ પ્રગટયો જેથી મેં વિનયથી તે યુવાન સાધુને કહ્યું કે “ મહાશય આપના ગુરૂની પાસે પેલો કબીર ગુટકો હતો તે હવે છે કે ” તેણે ઉત્તર આપ્યો “ હાં અભી પડાં હૈ, કયા આપકો ચહીતા હૈ ” મે કહ્યું “ મહારાજ આપ આપોતો ઘણી ખુશીની સાથે જોઇએ છીએ ” તેણે કહ્યું “અચ્છા લે જાઓ પરંતુ ઉસકે બદલ આપ કુછ દેકે રામજીકી સેવા કરજાઓ ” મેં કહ્યુ “ બહુ સારૂ મહારાજ આપ મને આપોતો ખરા ” આ સાંભળી તે યુવાન સાધુએ

કબીર ગુટકો આશ્રમની અંદરથી લાવી મને આપી દીધો અને કહ્યું " તુમ ઇસકો દો દફે ધુપ દીપ દોગે તો નંગે ભુખે ન રહોગે." મેં ગુટકો લેઇ અંતકરણમાં સદગુરૂ ભગવાનનો આભાર માન્યો અને તેને મેં કહ્યું બહુ સારૂ હું આ ગુટકાને મારા પુજન ગૃહમાં રાખીશ. આ પ્રમાણે મેં ગુટકો લેઇને સાધુને સાત રૂપીઆ તે બદલ ધુંજામાંથી કહાડી આપ્યા અને તરતજ ત્યાંથી ચાલી સ્ટેશનપર આવી અમદાવાદ આવનારી ટ્રેનમાં બેસી ઘેર આવ્યો. બીજે દીવસે ગુટકો જોવાનું કામ શરૂ કર્યું તેમાંના હાથના લખેલા બાળબોધી અક્ષરો સ્પષ્ટ હોવાથી ઉકલી શકતા હતા. અને હિંદી ભાષાપર મારો પ્રેમ હોવાથી હું બાળપણથીજ તે ભાષાનો અભ્યાસી હતો જેથી તેમાં લખેલી હિંદી ભાષા મને બીજા કરતાં વધારે સારી રીતે સમજાતી હતી. આખો ગુટકો મે આઠ દીવસમાં પુરો કર્યો અને તેમાંની હકીકત અને પેલી કચ્છના વૃદ્ધ સંતને મોઢેથી સાંભળેલી હકીકત બરાબર મળતી આવી જેથી મનમાં પુર્ણ રીતે ખાતરી થઇ કે તે સંતે મોઢે કહેલી કબીર જીવનની હકીકત કેવલ સત્ય હતી. આ પ્રમાણે જ્યારે આ હકીકતની સત્યતાનો નિર્ણય થયો અને મોટા મોટા વૃદ્ધ કબીરપંથી સત્પુરૂષોથી પણ જ્યારે તે હકીકતને સત્ય કહેવામાં આવી ત્યારે ઉપર પ્રમાણે તેને ગ્રંથના રૂપમાં પ્રગટ કરવાનું સાહસિક પણ અતિ ઉતમ કાર્ય પસંદ કર્યું છે અને સદગુરૂ પરમાત્માની કૃપાથી તે કાર્ય પુર્ણ કરવાને આજે ભાગ્યશાળી થયો છું એમ કહું તો ચાલે. તે ગુટકો જાણે મને આ હકીગત આપવાજ પ્રાપ્ત થયો હોય તેવી રીતે પાછળથી તે ગુટકા ઉપર એટલી બધી મારી પ્રીતી

વધી કે તેને હું સાથે જ રાખતો હતો દરમ્યાન મારે પોતાનેજ હાથે તે ગુટકો અચાનક મુંબઈમાંજ ગુમ થઇ ગયો. તેની ઘણીએ શોધ કરી પણ જ્યારે જડયો નહીં ત્યારે ભાવી બલવાન સમજી વિરામ પામ્યો.

પ્રીય સુજ્ઞ વાંચક બંધુ આ વૃતાંત શી રીતે મે પ્રાપ્ત કરી ગ્રંથના રૂપમાં પ્રગટ કર્યું તેનુ સવીસ્તર વર્ણન કર્યું છે એટલે તે સંબધી આપને કોઈ પણ પ્રશ્ન કરવાનું કારણ રેહેશે નહીં છતાં પણ મારે આપને એટલું તો સપ્રેણ વિનયથી સુચન કરવું જોઇએ કે જેમ એકદંડી વેદાંતી હું બ્રહ્મ છું એમ માને છે, જેમ ત્રીદંડી વેદાંતી જીવ અને બ્રહ્મનો અભેદ માને છે, જેમ વળી કોઇ પંથ બ્રહ્મની નિર્વિકાર અવસ્થા માને છે. જેમ સાંખ્ય શાસ્ત્રના મત વાળા બ્રહ્મને કુટસ્થ એરણવત માને છે, જેમ પાંતાજલ શાસ્ત્રના મતવાળા મોક્ષની સિદ્ધિ અને દુઃખની નિવૃતિ અષ્ટાંગ યોગ સાધવાથી પ્રાપ્ત થતી માને છે; જેમ મિમાંસકો કર્મ કાંડ વડે, નિત્ય સુખની અભિવ્યકિત વડે, માનસ જ્ઞાન વડે, દુખના અભાવ વડે, તથા વૈદીક કર્મોના અનુષ્ઠાન વડે, મોક્ષની પ્રાપ્તિ માનનારા છે જેમ શૈવિધર્મવાળા શિવના પુજનથી મોક્ષ મળે છે એમ માને છે. જેમ હીરણ્ય ગર્ભ પંચાગ્નિ વિદ્યાદીકને મુકિત માને છે. જેમ વૈયાકરણી પુરૂષો પરા નામની ચોથી વૈખરીને બ્રહ્મ માનનારા છે, જેમ દેહાત્મવાદી વીધીનિષેધ રહીત પ્રાપ્ત થતી સ્વતંત્રાને મુકતી માને છે. જેમ અરહત મતવાળા કર્મના ધ્વંસ પછી નિરાવરણી જ્ઞાનરૂપ આત્માના ઉર્ધ્વ ગમનને મુકતી માને છે. જેમ વિજ્ઞાનવાદી પુરૂષો વિ-

જ્ઞાનની ધારાનેજ મોક્ષ માની બેસે છે. જેમ વૈશ્નવો વિશ્નુ લોકની પ્રાપ્તિ એજ મુક્તિ માને છે, જેમ રામાનુંજ સંપ્રદાયવાળા સર્વજ્ઞત્વાદિક પ્રાપ્તિની પુર્વક રામચંદ્ર પરમાત્માના યથાર્થ સ્વરૂપના અનુભવનેજ મોક્ષ માને છે, ન્યાયવાળા જેમ દુખ ધ્વંસને મુક્તિ માને છે, તેવીજ રીતે નાસ્તિક મતવાળા અને શૂન્યવાદી પુરૂષો સર્વમાં શુન્યભાવનેજ જોનારા હોય છે. અને તેઓ એમ માને છે કે ઈશ્વિર પણ નથી. અને જ્યાં ઈશ્વિરની પ્રતિતિજ માનતા નથી તો પછી ઈશ્વિરી સત્તા અને તે સત્તાને લીધે બની ગએલી, બને છે તે અને હવે પછી બનશે તે સર્વ કૃતિનું અસ્તિત્વ તેમના હૃદયમાં સત્ય ભાસે એ કેવલ અસંભવીત છે. માટે લીલા કાચથી લીલું. પીળા કાચથી પીળું, કાળા કાચથી કાળું અને ધોળા કાચથી ધોળું દેખાય છે. જેવી રીતે જેની પાસે જેવો બુદ્ધિરૂપી કાચ જેવા કર્મોરૂપી રંગનો હશે તેવું તેને તાદશ જણાશે એમાં લેશ પણ સંશય નથી. પણ જેની પાસે નિર્મળ અને કુશાગ્ર દૃષ્ટિને ::શુભ કર્મોરૂપી શ્વેત રંગનો કાચ હશે તેને તો સર્વના સાક્ષી ભુત સતચિદ અને આનંદ સ્વરૂપ પરમાત્માના પરમપદને પ્રાપ્ત કરવાના સાધનરૂપ અનન્ય પ્રેમ લક્ષણા ભક્તિવાળા આપણા સિદ્ધ કબીરદાસના પરોપકારી જીવનનો વૃત્તાંત એક દૃષ્ટાંતરૂપે તથા વિશુદ્ધ પ્રેમી ભગવાનના અનન્ય ભક્તોને ઉત્તેજનરૂપે જણાશે એ નિરવિવાદ છે. તેઓ તો પરમાત્માના પ્રેમી ભક્તોના જીવન એવાં હોઈ શકે તથા ભક્તિથી ભગવાન વશ થઈ શકે એ સદગુરૂ અને સત્શાસ્ત્રોના વચનોનો જરાપણ અનાદર નહીં કરતાં ગ્રંથમાં કદાચ દોષો હશે તોપણ તે

પર લક્ષ નહીં આપતા ગુણગ્રાહી થશે. ટુંકામાં જેવાં જેના કર્મો તેવી તેની બુદ્ધિ અને જેવી જેની બુદ્ધિ તેવા તેના વિચારો હોય છે. જેથી નિશ્ચીંત રહી પ્રસન્ન ચિત્તે શ્રી ઇષ્ટના સ્મરણ પુર્વક સર્વને સપ્રેમ વિનયથી અભીવંદન કરી ગ્રંથની સમાપ્તિ કરૂંછું.

---

ગાયન ૧૨

સિતા પતિ રામ, પુરણ કામ, આઠેજામ, રહી
નિષ્કામ ભજો- (૨)
સારમાંહી સાર શ્રી જુગદાધાર જે મોરાર છે
સંસારમાં એક તેને ભજો—સિતા
સદગુરૂ સત્ય તરન તારન,
અરિવીદારણ પાપ નિવારણ.
સંત વિપ્રને ધેનું પાલન,
કાજ જે અવતાર કલિ મોઝાર
એવા રામજી ઘન શ્યામજીનો
તેને ભજો—સિતા.

सदगुरु देवकी जय.

# समाप्ति.